ચૌદમી સદીના ગ્રાહકોને સાતમા વર્ષનું ભેટ પુસ્તક.

# ચાર આંસુ.

લેખકઃ

રા. અલિફ.

પ્રગટકર્તાઃ

જાફરઅલી ગુલામહુસેન મિસ્ત્રી.

અધિપતિઃ ચૌદમી સદી.

આ પુસ્તક ધી મોદી પ્રિન્ટીંગ પ્રેસ, ૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધ્યે ફરામજી બેરામજી મોદીએ છાપ્યું છે અને મી૦ જાફરઅલી ગુલામહુસેન મીસ્ત્રીએ ૭, દોનતાડ ક્રોસ લેન, માંડવી, મુંબઇમાંથી પ્રગટ કીધું છે.

મુલ્ય રૂ. ૧.

૧૯૨૮.

મળવાનું ઠેકાણું:

ચૌદમી સદી ઓફીસ, ખડક, મુંબઇ–૩.

**જાફરઅલી અસીર કૃત.**

કુરઆનની ફિલૉસૉફી રૂ. ૨.

જગતનો માર્ગદર્શક રૂ. ૧।.

હઝરત મોહમ્મદ ભા. ૧ લો રૂ. ૭.

હરમ અથવા પરદો રૂ. ૧।.

રૂમવી દરબારના ભેદભરમો રૂ. ૧।.

જગતના મહાન પયગમ્બર રૂ. ૧॥.

તૌહીદની ફિલૉસૉફી (છપાય છે)

લયલી (છપાય છે)

ગુજરાતી ઇસ્લામી માસીકોમાં

# ચૌદમી સદી

એજ એક એવું ચોપાન્યું છે જેમાં—

અહલેબયતના પાક જીવનો આજના જમાનાની રોશનીમાં લખાય છે જેમાં એ પાક જીવનોના અનુકરણ વિના દુન્યાની કોઇ પણ પ્રજા કોમો, દેશી કે ધાર્મિક આઝાદી તથા રૂહાનીયત કેમ નથી પામી શકતી એ દેખાડવામાં આવે છે.

વળી હ૦ અલી તથા બીજા પાક ઈમામોની એ હદીસો જેમાં આજના સાયન્સના સિધ્ધાન્તો રજુ થયા છે એ વિષેના લખાણો ચૌદમી સદીનું ખાસ ખેંચાણ છે.

ઉપરાંત ઇસ્લામની સર્વોપરિતા સાબિત કરતાં લખાણો ઈસ્લામી લાંબી તથા ટુંકી વાર્તાઓ, સાયન્સની શોધો વગેરે ૫૬ પાનાનું દળદાર વાંચન દર મહીને ચૌદમી સદીમાં વાંચો.

# હઝરત મોહમ્મદ સ૦

લેખકઃ

રા. જાફરઅલી અસીર.

૯૦૦ પાનાનું આ દળદાર પુસ્તક, ઇસ્લામી દેશોના નકશાઓ તથા અહલેબયત ૧૦ ની પાક મઝારોના ફોટાઓ સાથે રૂ. ૭ માં સાવ મફત છે.

મજકુર કિતાબના

શરૂઆતના ૨૫૦ પાનામાં હ૦ આદમ અ૦ થી લઇને બારમા ઇમામ અ૦ સુધીનો ઈતિહાસ નવીન ઢબે રજુ કરવામાં આવ્યો છે.

એ પછીના પાનાઓમાં

પયગમ્બર સ૦ નું જીવનચરિત્ર બહુજ ખુલાસાથી લખાયું છે જેમાં બાઈબલ તથા તૌરાતમાં આજે મળી આવતી હ૦ પયગમ્બર સ૦ માટેની પેશીનગોઈઓ મુળ અંગ્રેજી ઉતારાઓ સાથે આપવામાં આવી છે.

૯૦૦ નકલો ખપી ગઈ છે. માત્ર ૧૦૦ નકલોજ બાકી છે માટે મંગાવનારે ઉતાવળ કરવી.

કીમત રૂ. ૭ પોસ્ટેજ રૂા. ૦ા.

લખો:—

ચૌદમી સદી ઑફીસ,

૭, દોનતાડ ક્રોસ લેન, મુંબઇ, ૩.

# બે બોલ.

ગુજરાતીમાં નવીન એવી સંસ્કારિક શૈલીમાં રા. અલિફનો આ પ્રયત્ન જેટલો ફતેહમંદ તેટલોજ અસરકારક છે. કરબલાની ભયંકર કત્લે આમ સંબંધી સીધા સાદા શબ્દોમાં માહિતિ આપનારા આ પુસ્તકમાંના દરેક લખાણો કઠણમાં કઠણ હૈયું પ્રસવનાર વાંચકની આંખમાંથી પણ ચાર આંસુઓ ખેરવશે. પુસ્તકનું નામ પણ એની એ અસરને યોગ્ય એવું રાખવામાં આવ્યું છે. અને પુસ્તકનો આશય પણ કરબલાના એ મઝલુમોની યાદમાં ચાર આંસુઓ પડાવવાનો છે, જે ચાર આંસુઓ એના પાડનારનાં હૃદયમાં કાર્યસ્વાતંત્ર્ય તથા વાણીસ્વાતંત્ર્યના જોમ પ્રગટાવીને, તેની કોમી, ધાર્મિક અને રાષ્ટ્રીય ઉન્નતિનાં કારણભુત થશે.

અસહ્ય અકલ્પ્ય એવાં અને એટલાં દુઃખો વચ્ચે છેવટ સુધી સત્યને વળગી રહેનારા કરબલાના એ વીરો અને વીરાંગનાઓ વિષે અનેક ભાષાઓમાં ઘણું ઘણું લખાયું છે, પરંતુ રા. અલિફની આ શૈલી આ દિશામાં માત્ર ગુજરાતીમાંજ પ્રથમ અને નવીન નથી, બલ્કે ઉર્દુ અને અંગ્રેજીમાં પણ આ વિષય આવી ઢબે ચર્ચતું એકે પુસ્તક અમારા જોવા કે વાંચવામાં નથી આવ્યું. અને રા. અલિફના આ લખાણો મુસ્લિમ ગુજરાતી આલમમાં સર્વસામાન્ય પ્રશંસાને પાત્ર ઠર્યા હોવાથી અમે ખાત્રીથી કહી શકીએ છીએ કે આ પુસ્તકના ઉર્દુ તથા અંગ્રેજી અનુવાદો જરૂર લોકાદરને પાત્ર ઠરશે.

ચૌદમી સદીના ગ્રાહકોને સાતમા વર્ષના ભેટ પુસ્તક તરીકે આવું સુંદર પુસ્તક આપવાનો અમને પ્રસંગ પ્રાપ્ત થયો છે એ માટે અમે પોતાને બહુજ ભાગ્યશાળી માનીએ છીએ. અને જો કે આટલાં વર્ષો પછી આ વર્ષેજ અમને અમારા ગ્રાહકોને ભેટ પુસ્તક આપવાનો અવસર પ્રાપ્ત થયો છે, છતાં હવે પછી આવાંજ પુસ્તકો દર વર્ષે અમારા ગ્રાહકોને ભેટ તરીકે આપવા અમે શકિતમાન થઇએ એવી અમારી પ્રભુદરબારમાં યાચના છે.

અહીં રા. અલિફનો અંતઃકરણપુર્વક આભાર માનવાની આ તક અમે ખોવા માગતા નથી, જેમણે પોતાનું આખું પુસ્તક પ્રગ-ટન માટે અમને સોંપીજ નથી આપ્યું બલ્કે એનાં પ્રગટનમાં પણ અમારી સહાય કરી છે.

અને છેવટે એમના માટે બધી ભલી દુઆઓ સાથે અમારા વાંચકોની સાથે અમે પણ એમની કલમે એવાં વધુ પુષ્પોની આશા રાખીએ છીએ.

જાફરઅલી અસીર.

અધિપતિ, ચૌદમી સદી.

૧-૧૦-૧૯૨૮

આકા !

દુન્યાના દરેક વિભાગમાં, દરેક કાળમાં, તમારી મઝલૂમીયતની કથા પત્થરના કાળજાના પડદે પડદા ચીરીને હૃદયના ઉંડામાં ઉંડા શોકને સપાટી પર લાવે છે-લાવશે. તે માંહેલો તમારો આ ગુલામ પણ ચાર આંસુ તમારા શ્રીચર્ણમાં અર્પણ કરે છે. સ્વીકાર થાય તો પામરની મુક્તિજ.

કરબલા,
૨૬, શવ્વાલ, ૧૩૪૬.

ચર્ણરજ
અલિફ.

# અનુક્રમણિકા.

——:o:——





ઝિંદા હક અઝ કુવ્વતે શબ્બીરીયસ્ત,
બાતિલ્ આખિર દાગે હસરત મીરીયસ્ત.
“માસિવલ્લાહ રા મુસલમાન્ બંદા નીસ્ત,
પેશે ફિરઑની સરશ્ અફ્ગન્દા નીસ્ત.”
ખૂને ઉ તફસીરે ઇન અસરાર કર્દ,
મિલ્લતે ખાબીદા રા બેદાર કર્દ.
સિર્રિ ઇબ્રાહીમો ઇસ્માઇલ બૂદ,
યા’ની આન ઇજમાલો ઉ તફસીલ બૂદ.
રમ્ઝે કુરઆન્ અઝ હુસયન્ આમોખ્તીન,
ઝા’તશે ઉન શો’લહા અંદોખ્તીમ.
તારે મા અઝ ઝખ્મ અશ લરઝાન્ હનોઝ,
તાઝા અઝ તકબીરે ઉ ઈમાન હનોઝ.
અય સબા અય પયકે દૂર ઉફ્તાદગાન,
અશ્કે મા બર ખાકે પાકે ઉન રસાન.

સર મોહમ્મદ ઇકબાલ.



Cold moonbeam shed their misty light,
O'er a saddened world;
To sound of deepest funeral dirge,
Islam's banner is unfurled.

With slow and measured step, 'tis borne
A loft amid the throng;
The emblem of a mighty hand,
E'er raised to right a wrong.

In by gone days its silken folds,
Waved proudly in Iran;
From Continent to Continent,
The Arab symbol ran.

Its path was marked by victory,
The triumph of the right;
Till darkest Africa's heathen hands,
Were bathed in purest light.

That day of happiness is gone,
No more in ecstacy borne;
The banner heads a sobbing throng,
Whose duty is to mourn.

Thc loss of him beloved by all,
A hero without stain;
Whose noble sacrifice has made,
The world ring with his name.

With open hands he gave his all,
His little children dear;
Brothers, friends, helpless women too,
Clinging to him in fear.

Unflinchingly, nor moaned nor wept,
Secure in his just cause;
He nobly fought and nobly died,
To save Islam's great laws.

All the memory of his Martyrdom,
Ancw the passions rise;
A bitter, sobbing, wailing cry,
Goes up unto the skies,

With each new year the latent grief,
Pent up, breaks out again;
And Heaven returns the impassioned cry,
Hussain, Hussain, Hussain.

**Amina Ethel M. Pope.**

# પાણી !

ચૈત્ર મહિનામાં એક દિવસ સખ્ત ઉકળાટ થતો હતો. આવો તાપ પણ મેં ભાગ્યેજ અગાઉ અનુભવ્યો હોય, કોઇ પણ જાહેર કારણ વિના મારૂં દિલ સવ્હારથીજ બહુ ગભરાયેલું હતું. મનપર એક વિચિત્ર તરાહની ઉદાસીનતા કબજો કરી રહી હતી; અને શું કરૂં કે શું ન કરૂં તેની જરા પણ સમજ ન રહી અને જરા પણ વિચાર કર્યા વિના હું ઘેરમાંથી બહાર નીકળી પડયો. અને ગામના પાદરનો રસ્તો લીધો. માથાપર સૂર્યનો સખ્ત તડકો, વ્યાકુળ મન, અને વિચારોના તરંગોમાં પાદર વટાવી દોઢેક ગાઉ આગળ વધ્યો હઈશ અને મને તાપનું ભાન થયું ! પાણીની સખ્ત તરસ લાગી. તરસની વેદના પાણીની ગેરહાજરીના જ્ઞાને જોત જોતામાં તિવ્ર કરી નાખી—અસહ્ય થવા માંડયું. પાછો દોઢ ગાઉ હટી આવું તો પાદરની ચોકીદારીમાં પાણી મળે અથવા માઇલેક આગળ વધુ તો એક વાવ મળે. આગળ વધવુંજ ઉચ્ચિત લાગ્યું અને વધ્યો ! થોડાજ કદમ ચાલ્યો હઈશ અને પાણીની તૃષા વધી. આખા અંગમાં અગ્નિ વ્યાપ્યો. આંખોમાં તમ્મર આવવા માંડયા અને "ઓ પડયો" "ઓ પડયો" તેમ થવા લાગ્યું. બેચાર મીનીટ નહીં ગઈ હોય અને "પાણી" "પાણી" પુકારતો પુકારતો હું પડયો. ધગધગતી ધરતી પર પડયો અને દુન્યા નજરથી દૂર થઈ ગઈ ! .

× × × × ×

વિશાળ રેતાળ મેદાન! સખત તાપ! આશરો લેવાનું એક પણ સ્થાન નહિ! દુર નિર્મળ પાણીની વહી રહેલ નદી! તંબુઓની હાર—લશ્કરના હજારો માણુસો!! પાણીથી માઈલેક છેટે બીજો એક તંબુઓનો નાહનો જુથ. એમ બધું મને નજરે પડયું! સૌથી વધારે આશ્ચર્યની વાત તો એ હતી કે તે તંબુઓના નાહના જુમખામાંથી, સુકાઇ ગયેલા ખજુરના થડોમાંથી, વહેતા પાણીની સપાટી પરથી, રણની બળતી રેતીના એક એક કણમાંથી એકજ શબ્દ મારા કાનમાં અથડાતો હતો—"પાણી" "પણી"

આ રણભૂમિ કઈ? લશ્કર કોનું? પેલા તંબુઓનો જુમખો કોનો? "પાણી" "પાણી" ના હૃદયભેદક ઉદ્દગારનો અર્થ શું? એમ વિચારતો વિચારતો હું પણ તે મેદાનમાં આંટા મારવા માંડયો અને મારા મોઢામાંથી પણ એજ શબ્દો નીકળવા માંડયા.

× × × × ×

પેલા તંબુના જુમખા પાસે બાહાર એક વૃધ્ધ જેવો હાથમાં તલવાર લઈને ટટાર ઉભેલો તે કોણ? તેની પાસે એકાએક ઘોડા પરથી ઉતરી આવીને "પિતાજી પાણી?" એમ કહેનાર જવાન્યો કોણ?

જવાન્યાને ઉત્તરમાં "હીમત રાખી તુંજ લઈ આવ. તને મારા આશિરવાદ છે." એ શું?

જવાન જાય છે. શત્રુઓ—એ તો ચોક્કસ હતું કે પેલું દળ, પેલું લશ્કર આ વૃધ્ધના શત્રુઓનુંજ હતું—માં ઘુસી અનેકને પોતાના શૌર્યથી વિંધી આગળ ધસ્તો જવાન એકાએક ઘોડાપરથી પડી "પિતાજી છેલ્લી સલામ!" એવી રાડ નાખે છે તે શું? પાછો

"પાણી" "પાણી"નો શોર વધ્યો! હું પણ "પાણી" "પાણી" પુકારતો તંબુઓ તરફ ધસ્યો.

વૃદ્ધ એક કોમળ બાળકને તેની માતાના હાથમાંથી લઈને શત્રુના દળ તરફ જાય છે. જરા વારમાં પાછો આવે છે. બાળક હાથમાંજ છે સુતુ છે કે જાગતું તેની ખબર નથી. કાંઈક લોહીના દાગ કળાય છે. મુંગે મોઢે આતુરતાથી વાટ જોતી માના હાથમાં બાળકની લાશ-મને તો લાશજ લાગી-સોંપે છે એ શું?

વળી કાં શોર મચ્યો. હવે તો જાણે જમીન અને આસમાન બંનેમાંથી એકજ શબ્દ નિકળવા માંડયો. દુન્યાને આજે શું થયું હતું? અથવા શું દુન્યાનો અંત આવી ગયો હતો? કયામત જેને કહે છે તે શું આજ?

મારી છાતી ફાટવા માંડી, શસ્ત્રથી આત્મહત્યા કરી નાખું એમ થવા માંડયું. એટલામાં બધું શાંત થઇ ગયું! બધું મરણ તુલ્ય શાંત. પક્ષીઓ ગભરાઇને ન્હાસવા લાગ્યા. આકાશમાં લાલ રંગ પ્રકટયો. કેમ જાણે આકાશમાંથી લોહીનો વરસાદ પડયો હોય તેમ લાગ્યું! "પાણી" "પાણી" ની રાડો શાંત થઈ ગઇ!

આ શું? કોને તરસ લાગી હતી? પેલો વૃધ્ધ કોણ? પેલો જવાન કોણ? પેલું બાળક કોનું? લશકર કોનું? કોને પુછવું? કાંઈ ભાન રહયું નહિ. ચાલતા ચાલતા એક નાદ મારા કાન સાથે અથડાણો, કોઇ પરોક્ષ બોલતું હોય તેમ લાગ્યું.

આ રણ કરબલાનું. તરસ હુસેનની-પાણી હુસેનના બાળકોને જોતું હતું. હુસેનને જોતું હતુ. હુસેનનો જવાન કુમાર તે તે જવા-

ન્યો, બાળક તે હુસેનનું છ મહિનાનું બાળક. બધાની તરસ હોલવાણી છે! હવે એ માંહેલા કોઈ પાણી નહિ માંગે!

મારી છાતી ફાટવા માંડી! દિગ્મૂઢ બની ગયો અને યા ખુદા! કેહતો પટકાણો!

* * *

ગામ તરફ આવતા એક ગાડાવાળાએ મને ઉંચકી લીધો હતો અને "પાણી" "પાણી"નો શબ્દ ઉચ્ચારતો હતો તેમાં મારૂં માથું પોતાના ખોળામાં રાખીને મારા મોઢામાં પાણી રેડતો હતો.



# કુચ !

આ લશકરની કુચ નોહતી. જાત્રાએ સંઘ નોહતો જતો. વિવાહની જાન નોહતી. વેપારીની વણજાર નોહતી. પણ આ સંઘમાં નાહના મોટા ઘરના બધાં શામેલ હતાં. સ્ત્રીઓ તથા બાળકો પણ હતાં. થોડા મિત્રો પણ હતા. પોણોકસો માણસનો આ સંઘ હતો. બહુજ મહત્વના કામ માટે આ કાફલો પોતાના વતનથી રવાના થતો હતો.

"ખુદા તમારી સફર મુબારક કરો" "ખુદા તમને ખેરો આફ્યતથી પાછા વતન પહોંચતા કરો" એવી દુઆઓ આ કાફલાવાળાઓને પણ દેવામાં આવી હશે.

કોઈ કોઈ દુઆ એવે ચોઘડચે દેવામાં આવે છે કે ખુદા સુધી તે પહોંચતી નથી.

વતનમાં ધુમ થઇ રહી છે. બધા સામાન લાદવામાં રોકાય છે. વળાવવાવાળા ખુદા હાફેઝ કરીને વિદાય થાય છે. અને જવાવાળાઓ સવાર થાય છે.

આ કાફલો ઉંટ પર બેસી રવાના થનાર હતો નાયકે બધા પુરૂષોને સવાર કરાવ્યા. નાયકનો ભાઈ આજે બહુજ મશગુલ દેખાય છે. ભાભીઓને ભાઇને બાળકોને બધાયને ઉંટ પર ચડાવ્યાં.

અને પછી બહેનનો વારો આવ્યો.

ભત્રીજો તથા આ જવાન ભાઇ મોહલામાંથી બધા પુરૂષોને હટાવી રહયા છે. આ બાનુ જેવી તેવી નોહતી. એક શાહજાદી હતી.

શાહજાદીની સવારી નીકળી. બંને બાજુએ કાકા ભત્રીજા ઉભા

રહયા. શાહજાદીએ પોતાના બાપીકા ઘર પર છેલ્લી નજર નાખી. વતન મુકતી વેળા આંખમાં પાણી આવે તે તો કુદરતનો કાયદો છે. શાહજાદીની આંખમાં કદાચ બે ટીપાં પાણી વધારે હોય તો બનવાજોગ છે.

એક પ્રિય ભત્રીજી બહુજ કલપાંત કરતી હતી. બાપડી માંદી હતી તેને ભેગી લઈ જવા જેવી સ્થિતિ તેની નોહતી. બાપાએ સધ્યારો આપ્યો હતો. કાકાએ સધ્યારો આપ્યો હતો. ભાઇએ હીમત આપી હતી કે કામ પતી ગયે અમે જલદી પાછા વળશું અથવા તને બોલાવી લેશું. ફુઇને ગલે વળગીને બાળાએ કદાચ વિશેષ રૂદન કર્યું હશે તેથી ઉંટ પર સવાર થતી વેળા ફુઇની આંખોમાં પાણી વધારે ભરાણું હશે.

કાકા અને ભત્રીજાએ બન્નેએ પોતાનો ટેકો આપીને શાહજાદીને સવાર કરાવી. પછી વડીલ પાસે આવ્યા અને વડીલને સવાર કરાવ્યા. ત્યાર બાદ ભત્રીજો અને છેલ્લે જવાન ભાઈ. બહુજ શાનથી કાફલો ચાલ્યો.

ખુદા જાણે કેવા શુકન કરીને ચાલ્યો હતો આ કાફલો કે પાછા વળતી વેળા........

# એલચી.



સર ટોમસ રો દિલ્હીમાં મોગલ શહેનશાહની દરબારમાં ઇંગ્લાંડની રાણી ઇલિઝાબેથના એલચી-સફીર-તરીકે આવ્યો હતો, એ પ્રસંગનું અચ્છું ચિત્ર એક અંગ્રેજ ચિત્રકારે દોર્યું છે; કલકત્તાના વિકટોરયા મેમોરયલ હોલમાં એ ઘણાઓના જોવામાં પણ આવ્યું હશે. ટોમસ રો એક એલચીને છાજતા ઠાઠમાઠથી આવેલો આ ચિત્રમાં આપણી નજરે પડે છે, અને તેને એક એલચીને છાજતું માન પણ શહેનશાહના દરબારમાં મળે છે એ પણ દેખાડવામાં આવ્યું છે. મોગલ શહેનશાહે તેની સાથે કેવો સલુક કર્યો-કેવું વર્તન રાખ્યું-એ ઇતિહાસના અભ્યાસીઓ સારી રીતે જાણે છે. એલચીઓને આ પ્રમાણેનું-બલ્કે એથી પણ વધુ-માન મળતું એ પણ ઇતિહાસના અભ્યાસીઓથી અજાણ્યું નહીં હોય.

આ તો જુના જમાનાની વાત છે, પણ અત્યારેય એજ એટિકેટ-એજ રાજયનીતિ ચાલુ છે. એક બાદશાહ તરફથી બીજા બાદશાહ તરફ સંદેશો લઈ જનાર, કંઈ ભાંજગડની પતાવટની શરતો લઈ જનાર એટલે એક રાજા તરફથી બીજા રાજાને સલામ-સંદેશ-પહોંચાડનાર એજન્ટ. બે રાજાઓ વચ્ચે શત્રુતા હોય તો પણ એલચીઓ પરસ્પર રાજ્યમાં આવતા જતા. યુદ્ધના મેદાનમાં પણ એલચીઓ સામસામી બાજુએ જતા આવતા અને અત્યારે પણ આવે જાય છે. આમ આવનાર એલચીને શત્રુની હદમાં સંપુર્ણ અમાન આપવામાં આવે છે. પોતાનું કામ પુરૂં કરી રહયા બાદ, પોતે લાવેલો સંદેશો પહોંચાડી દેવા બાદ, આવા એલચીને પુરી ખબરદારી સાથે સરહદ સુધી પાછો મોકલવામાં આવે છે.

ઈતિહાસમાં એલચીના આવવા જવાના અનેક પ્રસંગોના વર્ણનો -દાસ્તાનો—છે, પણ એમાં એક ઐતિહાસિક એલચીનું પ્રકરણ બહુ યાદગાર છે અને યાદગાર રહેશે.

શત્રુના પ્રદેશમાં પણ તેઓમાં વિશ્વાસ રાખનારી પ્રજાના આમંત્રણને માન આપીને, પ્રથમ તો બાદશાહનો પોતાનો ઈરાદો હતો કે પંડે જાય, પણ સમય ખરાબ હતો. કોનો વિશ્વાસ કરવો એનો કંઈ નિર્ણય થઈ શકે એમ ન્હોતું. આ અને એવા બીજા સંજોગોને ધ્યાનમાં લઈને પ્રથમ એલચીને મોકલીનેજ ખાત્રી કરી લેવી અને સ્થિતિનું અવલોકન કરવું એમ નક્કી થયું.

એલચી પણ રાજવંશી હતો-છતાં બહુજ સાદો. સાદાઈથીજ એક સાધારણ પ્રવાસી તરીકે જવાનું તેને ગમ્યું. સાથે કોઈપણ નોકરને આવવાની આજ્ઞા આપી નહીં. નાનપણથીજ પોતાની છાતી સાથે ચાંપી રાખેલા બે બાળકોએ બહુ જિદ કરી. તેઓ બાપ વિના જરા વાર પણ રહી શકે એમ ન્હોતાં, એટલે બાળકોને સાથે લીધાં. આખર મેહમાન થઇને તો જવું હતું ને? શું વાંધો આવે એમ હતો? ભવિષ્યનું જ્ઞાન ખુદાએ પોતાની પાસે રાખ્યું છે એમાં પણ તેની દયા છે

માલિકની કદમબોસી કરીને, માલિકના આશિર્વાદ લઇને એ-લચીનો પ્રવાસ શરૂ થયો-એલચી રવાના થયો.

કોમળ બાળકોએ પ્રથમ તો કદિ ઘરની બહાર પગ ન્હોતો કાઢયો. કોઈ અપ્રિય વસ્તુ-અણગમતા દેખાવ જોયા ન્હોતા. તેઓની નજરે શિકારનો દેખાવ આવે તો ગભરાય તો ખરાને? લોહીનું ટીપું કદિ નજરે ન જોયેલ તે લોહીની ધાર જુએ તો કાળજું કંપે તો ખરૂંને!

મુસાફરી હજી તો થોડીજ થઈ હતી. જમણી દિશાથી એક હરણુ દોડતું આવ્યું અને તેની પાછળ શિકારી. શિકારીના હાથમાં હરણુ સપડાયું-શિકારીએ તેનો વધ કર્યો. લોહીની ધાર છુટી. બાળકો ડર્યાં. લોહીનો આ પહેલો પરિચય! એલચીનો સાથી ગભરાયો-રખે આ કયાંક અપશુકન ન ગણાય. એમાં શુકન કે અપશુકન કંઈએ ન્હોતું. પારધીનો ધંધોજ શિકાર કરવાનો છે. તેણે હરણુનો શિકાર કર્યો અને શરા' પ્રમાણે એને હલાલ કર્યું. એમાં ગભરાવા જેવું કંઈ હતુંજ નહીં. એલચીએ બધાને સધ્યારો આપ્યો અને પ્રવાસ આગળ વધ્યો.

રાત્રિના અંધકારમાં રસ્તો ભુલાયો. પ્રવાસીઓ આડવાટે નીકળી પડયા. અને ધકકા ખાઇ ખાઇને પાછા એજ સ્થળે આવી લાગ્યા. મન મુંઝાણું. ખુદા ખયર કરે! આવા વિઘ્નો કાં નડે છે? બાદશાહને ખબર કાં ન દેવી? નહીં તો કદાચ ઠબકો રહી જાય.

'મહાત્મા, હકીકત બધી આમ બની છે. અપશુકન તો નજ ગણાયને?' એમ પુછાવ્યું હશે.

મહાત્મા-બાદશાહ-નો જવાબ પણ એવોજ મળ્યો હશે* કે આપણા ખાનદાનમાં શુકન અપશુકન જેવી વસ્તુ કોઈ છેજ નહીં. આપણે ખુદાના બંદાઓ છીએ. ખુદાપરસ્ત છીએ. ખુદાએ નિર્મિત બધું થાય છે. આપણે તો આપણી ફરજ બજાવવા જતા આસપાસના સંજોગોનો વિચાર કરવો અથવા વ્હેમને દાખલ થવા દેવો એ તો કાયરપણું ગણાય. એવાં કશાં પણ ચિન્હો દેખાડીયે તો આપણે તે આપણે શાના? માટે પ્રિય એલચી, તારા પ્રવાસમાં આગળ વધ અને તારે ફાળે આવેલું કામ પુરૂં કર. તારો નિગેહબાન તેજ દયાળુ દાતા છે જેણે મોકલેલો સંદેશો અત્યારે મારે સ્વાધિન છે.

પ્રવાસીઓ વળી આગળ વધ્યા. અને ટુંક મુદતમાં પહોંચવા ધારેલ જગાએ પહોંચ્યા. પહેલાં સત્કાર તો પ્રજાવર્ગ તરફથી થયો. સારો સત્કાર થયો.

પણ રાજ્ય તરફથી એલચીનો સત્કાર કેવો થયો? રાજાએ એલચી સાથે કેવું વર્તન કર્યું?

મુસલમાનોના ખુદસાખ્તા બાદશાહે મુસ્લિમ ઇબ્ને અકીલનો કેવો સત્કાર કર્યો તે જાણવું હોય તો કુફાની તવારીખના પાનાઓ ઉથલાવીને જુઓ? સત્કાર હા! ઘણો સારો સત્કાર કર્યો–હુસયન જેવા મહાત્મા પવિત્ર ઇમામ તરફથી આવેલ આ એલચીના–આ સફીરના દર્શનનો લાભ યઝીદના સુબાએ પ્રજાવર્ગને દીધો.

દર્શન તો મોઢાનાજ હોયને? મોઢું જોયું એટલે દર્શન સિદ્ધી થઇજ ગઇને? કોઈ તે લાભ લેવા વગર રહી ન જાય, કોઈ વખતે પહોંચી ન શકે એટલે એક ઉંચા સ્થાનમાં શરીરથી અલાહેદું કરી નાખેલું **મુસ્લિમનું** માથું પબ્લીક દરવાજાની ઉપર લટકાવી દીધું.

આ દર્શનનો લાભ હુસયનને પણ મળ્યો હતો. એટલે કે હુસયનના મસ્તકે પણ મુસ્લિમના મસ્તકને જોયું હતું!

બે બાળકો ભેગા આવ્યાં હતાં તેમનું શું થયું? તેમને તેમના વતન તરફ પાછા મોકલવામાં આવ્યા કે? તેઓનો સત્કાર કોણે કર્યો? કેવો કર્યો?

ફેરવો એજ કુફાના ઇતિહાસના પાના!

# યહુદી મંચૂ્ યશાચ્અ.



આ પવિત્ર વાકયનું રહસ્ય અમે કયારે સમજશું, દાતા? ખુદા! જેને તું ચાહે છે તેને હિદાયત આપે છે. ને તેનેજ મુકિતનું શિક્ષણ દે છે. જેણે તને ઓળખ્યો, જેણે તને ઓળખનારને ઓળખ્યો, જેણે બધું તારૂજ ગણ્યું—જાન, માલ, દુન્યા એ બધી તારી માલેકીનીજ વસ્તુઓ છે એવું જે સમજ્યો, તેનેજ આ મુકિત-દાન મળે છે. અમને આ પાઠ શિખવવા માટે તો તેં દાખલો ન્હોતો બતાવ્યોને? દયામય! અમારામાં એવી શકિત કયાંથી?

એક તરફ આરામનું જીવન—માન અકરામ, દુન્યાની દોલત, સૈન્યનું અધિપતિપણું, સોંપાયલું કામ પુરૂં થયે ઉન્નતિ—દુન્યવી ઉન્નતિ--ની ચોક્કસ ખાતરી, અને બીજી બાજુએ........

આ બધું પડતું કેમ મુકાય? નહીં. અંતરમાં મોટું યુદ્ધ શરૂ થયું. નફ્સે અમ્મારા અને નફ્સે મુત્મઈન્નાની લડાઇ શરૂ થઇ. પણ અંતે દયામયની દયા કામ આવી. નફ્સે મુત્મઈન્ના ફાવ્યો! દુન્યાનો પરાજય થયો.

પરમાત્માના પરમ ભકતની ભકિતના પ્રતાપે આમ થયું હશે? તેના અપુર્વ સત્યાગ્રહ—સત્યને માટે તેણે તૈયાર કરેલ અપુર્વ ભોગ—ના દર્શનથી તે કદાચ આજિઝ થઇ ગયો હશે. પામર પ્રાણી-ઓનાં પાપના ભાર ઉચકી લઈ તે એની મુકિતનું બીડું તેણે ઉપાડયું છે, એવું ભાન કદાચ નફ્સે અમ્મારાને થયું હશે! નહીં તો આમ બને નહીં. અથવા તો વાર્તાલાપના આરંભ પહેલાં પ્રથમ મુકિત-રાજને ભકિતમાં ગુંથાયલો જોયો એથી શું? અથવા તો તપસ્યાની

તરસ ભકતરાજે હોલવાવી—આથી શું ? ગમે તેમ હો, પણ વિજયની આશા રાખવાવાળો પરાજિત થયો. તલવાર હવાલે કરી દીધી. શું હારી જવાથી ? લડતાં લડતાં પકડાઈ જવાથી ? ના—ના—હાર્યો તો ખરો, પણ બળથી નહીં: બળ્યો તો ખરો પણ આગથી નહીં. હાર્યો તે અદ્દભુત ઇશ્વરભકિતનાં દર્શનથી. બળ્યો તે પવિત્રતાના તેજથી. શરણ કરવા આવેલો શરણે ગયો શરણ માગી !

"હે મહાત્મા ! મને મુકિત મળે ખરી ? મારૂં જીવન પાપમય. સત્યનો ત્યાગ કરી અસત્ય તરફ હું ઢળ્યો હતો. અમૃત મુકી મૃગજળ પર લોભાણો હતો અને લોભની પરિસીમા એ કે આજે તમ જેવા પવિત્ર આત્માને હું કેદ કરવા આવ્યો ! આવા ઘોર પાપને ખુદા માફ કરી શકે ?" મુકિતનો યાચક ઉચર્યો.

શું કામ નહીં ? તેણે પોતેજ પોતાનાં પવિત્ર વાકયોમાં કહયું છે કે સાચો પસ્તાવો કરનાર માટે તેની દયા વાટ જોઈને ઉભીજ છે. ભુતકાળનું જીવન ભુલી જઇ સત્ય તરફ વળનારને તેની દયા આશ્રય આપવાનીજ. **તે જેને ચાહે તેને મુકિતપંથે દોરવેજ.**

"હે દયામય ! હું ભૂલ્યો. કયાં આ મહાત્મા અને કયાં હું પામર—પાપી ? ખરેખર એમનો ઘાત કરવામાં મારી શામિલગીરી ! પ્રભુ ! હું ન્હોતો—એ તો મારો દુરાત્મા હતો. મારો નફસે અમ્મારા હતો. દયામય, માફ કર. મને આશરો આપ. દાતા ! તારા શરણે આવ્યો છું; ઉગારી લે. મુકિતમાગ સુઝાડ !"

એવા ઉદ્દગારો હારેલા પણ ફતેહને નજરે નિહાળનારના મોઢામાંથી નીકળ્યા.

મુકિત માટે કીમત પણ આપવી પડે ! અમુલ્ય રત્નો મફત મળતાં નથી. ઉંચું નંગ તેની કીમત પણ ઉંચીજ. એક ક્ષણમાં—

છેલ્લી ઘડીએ—મુકિત પ્રાપ્ત કરવી હોય તો કીમત પણ તેવીજ દેવી પડશે!

અંતરાત્માએ તે સુઝાડયું.

મારવામાં વીરતા નથી. મરવામાં છે. આ રહસ્ય સમજવા કેડે મુકિતનો યાચક સત્યના પ્રકાશ અર્થે સત્ય પર કુરબાન થઇ જનારાના દળમાં પહેલો નંબર મેળવનાર પ્રથમ તો દુન્યાનેજ સર્વસ્વ સમજનાર પોતાના સરદાર કને આવ્યો.

"અંધ સરદાર! આપણે ભુલમાં છીએ. કોને ઘેરીને આપણે બેઠા છીએ? અરે! અરે! કોની હત્યા માટે આપણે અત્યારે હજારો—લાખોનું સૈન્ય લઇને ઉભા છીએ! અજ્ઞાનતાના અંધકારમાં પરમાત્માની જ્યોતિનો પ્રકાશ પાડનાર, આપણુને પશુમાંથી ઇન્સાન બનાવનાર, ખુદાનો રસ્તો બતાવનારના બેટાને? ધિક! ધિક! વીરતા શું આનુંજ નામ? સરદાર! ઇતિહાસમાં આપણું નામ તિરસ્કારથી લખાશે. અરે, પ્રભુને શું જવાબ દેશું? માન ઇનામ-દોલત ત્રણ દિવસ ભોગવી જ્યારે આપણે એ બધું તજશું-જેમ આપણી પુર્વે થઈ ગયેલાઓ તજી ગયા છે એમ તજશું, ત્યારે એ માલ, આજે કમાયેલી આપણી દોલત આપણુને નર્કનો રસ્તો બતાવશે, એમ જાણુવા છતાં પણ આપણે અંધ રહેશું? શું આપણી આંખ્યોના પડદા નહીં ખુલે? આપણાં હૃદયો શું બાંધ્યાંજ રહેશે? સરદાર! આંખો ખોલો, આ તક પાછી નહીં મળે!"

પરવરદેગાર! તેં જેને હૈયાપુટા કરી દીધા છે, જેની આંખો અને કાનો બંધ છે, તેને કયાંથી સમજણુ પડે, તે કયાંથી જુએ, તે કેમ સાંભળે? તારી લીલા તુંજ જાણે છે!

મુકિતમાર્ગનો પ્રવાસી મોક્ષનો આકાંક્ષી ઉન્મત્તની પેઠે મુ-કિતમાર્ગના ગુરૂને ચરણે પડયો.

"મહાત્મા ! તમારા ચરણમાં સેવકની સેવા સ્વીકારો મહાત્મા! દિક્ષા દયો, કયો મંત્ર સ્વર્ગનો દરવાજો ઉઘાડશે તે બતાવો. બલિ-દાન ? આત્મભોગ ? ભલે, સેવક તત્પર છે."

જા ! વીરલા, જા ! મહાત્મા તને આશિરવાદ દે છે. ચરણની રજ લઇને, હે યોદ્ધા ! સીધાવ ! તારી મુકિત તને મળી. આ કરૂણ નાટકનો સુત્રધાર તું થા. જો, જો ! પેલી સ્વર્ગની અપ્સરાઓ તારી વાટ જોતી બેઠી છે. તુજ જેવા વીરલાઓને મળવા આકુળ વ્યાકુળ થઈ રહી છે. જો, જો ! મહાત્માઓ, અમર આત્માઓ અમરકુંડ પર તને અમૃતજળનો શીતળ પ્યાલો પીવરાવવા આતુરતાથી વાટ જુએ છે. શહાદતનો-આત્મભોગનો પ્યાલો હોંશથી પીજા, તો અમૃતજ-ળનો પ્યાલો તૈયારજ છે. ક્ષણવારમાં મુકિત જોઇતી હોય, તો તેની કીંમત દે !

જા ! પ્રિય વીર હુર, જા ! હુસયન તને આશિર્વાદ દે છે. આજે તારો વિજય છે. થોડીજવાર ! અને હુસયન પણ તારો સાથ પુરાવશે. તમે બધા અમૃતકુંડ પાસે ભેગા થશો ! વીર હુર ! તારો આત્મભોગ પણ ઇતિહાસમાં અમર રહેશે. વીરતા મરવામાં છે, મારવામાં નહીં. તને હિદાયત મળી. યહુદી મંચૂ યશાઅ—દાતાએ ચાહયું અને તને હિદાયત મળી. તેની દયાની સીમા નથી.

જા ! પ્રિય બહાદુર ! સલામ—છેલ્લી સલામ.

—:o:—

# હાય દોસ્ત !



"હાય" એ કોઇ શબ્દ નથી. હૃદયની ઉંડામાં ઉંડી લાગણીને પ્રગટ કરવા માટે એથી વધુ અસરકારક ઉચ્ચાર બીજો તમને નહિ જડે. "હાય" ને શબ્દ કહેવો હોય તો ભલે કહો પણ તે ભાષાનો શબ્દ તો નથીજ. ડિકશનેરી–લુગત–નો આ શબ્દ અંગ નથીજ થઈ શકતો. "હાય" તો એક નાદ છે જેમાં બધા શોકનો સમાવેષ થઈ જાય છે.

પ્રિયમાં પ્રિય વસ્તુ આપણે જ્યારે ખોઈએ છીએ ત્યારે મોઢા-માંથી "હાય" નીકળે છે. પ્રિય સગાં કે પ્રિય સંબંધીનો જ્યારે ઘાત થાય છે ત્યારે પણ આપણા મોઢામાંથી "હાય" નીકળે છે. હૃદયની લાગણીનો આ નાદ, દિલના પડદે પડદાને ચીરી નાખતો આ રણુ-કારો મ્હોં વાટે બહાર નીકળે છે અને આખા વિશ્વને ઘેરી લે છે. આનો પડઘો આખા વિશ્વમંડળમાં પડે છે અને એનો ગમગીન ઝણઝણાટ છેક પરમાત્માના દરબારમાં પુગે છે.

મિત્રનો નાશ થાય છે ત્યારે પણ આ રણુકારો નીકળે છે. "હાય દોસ્ત !"ની સદા બુલંદ થાય છે. મિત્ર કોણે નથી ખોયો ? બધાએ ખોયો હશે. પણ "હાય દોસ્ત"ની સદા બુલંદ કરવાવાળા મિત્રો પણ થોડા ! એમ તો બધા મિત્રે મિત્રજ. બધા દોસ્ત તે દોસ્ત. પણ દોસ્ત અને દોસ્તીનું રહસ્ય પુરી તરાહથી જાણવાવાળા પણ કોઇકજ. બાલ્યાવસ્થાથી આરંભીને દોસ્તના સુખે સુખી, દોસ્ત-ના દુઃખે દુઃખી અને ભેગા રમતા રમતા જીવન આરંભી જીવન

સંધ્યાકાળે ભેગાજ મરીએ તો દોસ્તની દોસ્તી ખરી. દોસ્તી કરવી બહુ સ્હેલ પણ નિભાવવીજ મુશકેલ.

એવી દોસ્તી અને એવો નિભાવ કયાં ગોતવા જવો? ઇતિ-હાસના પાનામાંજ આવા દાખલા તો માંડ ગોત્યા મળે.

બે બાળકોના અંતરો બાલ્યાવસ્થામાંથીજ નિર્મળ પ્રેમથી જો-ડાય છે. પેહલાને બીજા વગર જરા પણ ચાલતું નથી તો બીજો પેહલા વગર ગાંડો બની જાય છે. બહાર જવું આવવું; નાત જમા-તમાં કોઈ કારજે જવું, સમાજમાં ભેગા ને ભેગાજ. આ સ્નેહ બાલ્યકાળમાંજ બંધાણો.

પરવરદેગારની લીલા અદભુત છે. લાંબા કાળ કેડે બનનાર ઘટનાનો ઘાટ લાંબા કાળ પુર્વે ઘડાઇ જાય છે.

વડીલ જોડે કોઈ ઠેકાણે આમંત્રણમાં આપણે બાલ્યકાળમાં જતા હોઇએ ત્યારે તે સ્થળે આપણો બાળમિત્ર પણ ત્યાંજ મળશે એ ખ્યાલ કેવો આનંદદાયક હોય છે. મિત્રના ઘરમાંજ આપણે વ-ડીલ જોડે જતા હોઇએ ત્યારે તો અવધિજ થઈ જાય છે. રોજ કાં નથી ત્યાં વડીલ લઈ જતા? રંગના તો ટીપાંજ હોય કુંડા હોય નહિ!

વડીલે વડીલ મળ્યા. એક પુજ્ય બીજો પુજક. મારે હૈડે હર્ષ ન માય–મારે ઘેર નાથ પધાર્યા! એવા આલાપ સ્હવારથી કરનાર ભાવિક સેવકના આનંદનું શું પુછવું? આ આનંદના ઉદગારોમાં કાંઈ ખલલ પડયો હતો. હે ખુદા! આજેજ કાં? સેવકનું મ્હોડું કાંઇક ઉદાસીન જણાતું હતું. પધરામણીના ગાન બેસુરા કાં વાગે છે? શું પધરામણી અપ્રિય હતી? ના. ના. પ્રાણથી અધિક પ્રિય જનની પધરામણી કોને અપ્રિય હોય? ત્યારે?

પુજયની સાથે બાળક પણ છે. પોતાના બાળમિત્ર માટે અહીં તહીં નજર ફેરવે છે. હશે. માંહી કાંઈ કામમાં હશે. કદાચ મહાત્માની પધરામણીને અંગે આજે કાંઇક વિશેષ વસ્ત્રાલંકાર સજવામાં રોકાણો હશે. છેવટ જમશું તો ભેગાને ?

ખાવું પિરશાણું. પણ મિત્ર કયાં ? ગદગદિત કંઠે વડીલને પુછે છે. "મારો મિત્ર કયાં ?"

મહાત્માને જાણે હમણાજ ભાન થયું હોય તેમ તેમણે પણ એ પ્રશ્ન કર્યો. "મારા પ્રિયનો પ્રિય કયાં ?"

મિત્રનો પિતા હવે ન દાબી શકયો. આંખ્યોમાંથી અશ્રુધાર છુટી. મ્હોંમાથી એકે શબ્દ નીકળ્યો નહી. આ કાંઈક અમંગળ સુચવતું હતું. હતું પણ તેમજ !

એ પણ પરમાત્માની લીલા હતી. કોઈ દિવસ નહિ અને આજેજ બાળક કોઠા પરથી રમતા રમતા પછડાણો. પોતાના પ્રિય મિત્રની આવવાની ખુશીમાં ભાન રહયું નહિ અને પછડાણો, હાથ પગ ભાંગેજ છુટકો થયો હોત તો પણ કાંઈ નોહતું. કિરતારે રચેલું સુત્ર પુરૂં થાય તે માટે ? દાતાની લીલા દુન્યા દેખે તે માટે ? એનો ભેદ કોણ જાણે ?

"હે મહાત્મા !" રડવું ખાળી સેવક બોલ્યો, "આપની પધરામણી ટાંકણે ,આપની સેવામાં ત્રુટી ન થાય તેટલા માટે બાળકની લાશને સાદડીમાં લપેટીને રાખી મુકેલ છે. આપના ચર્ણની રજ લીધા કેડે, આપની સેવા કરી રહયા કેડે, ઠેકાણે પાડીશ. બાળક કોઠા પરથી પછડાઇને મુઓ. કોઇ દિવસ નહિ અને આજેજ. એ માહરા દુર્ભાગ્ય ! કાળને આજનોજ પ્રસંગ અનુકુળ આવ્યો !"

"શું મારો મિત્ર મુઓ!" બાળકે હાય નાખી. "દોસ્ત! મિત્ર મને મુકીને તું કયાં ગયો? ત્હારી વગર હું નહિ જીવું."

મહાત્મા શાંતિથી સાંભળી રહયા હતા. આ લીલા પ્રસંગનું તેમને શું અગાઉથી જ્ઞાન હતું? કોણ જાણે? મહાત્માના મોઢા પર જરામાં શાંત આનંદ તો જરામાં ગંભીર શોકની લાગણીઓ કળાતી હતી.

મહાપુરૂષોને ઇશ્વર દયાથી સર્વ વસ્તુ વશ છે. મોતનો દુત તેને કાં આધીન ન હોય? અથવા તો પરમાત્માએ અર્પણ કરેલ શકિત તેના પર પણ કાં કાબુ ન ધરાવતી હોય?

ચટાઇમાં વિંટાળેલું બાળકનું શબ મહાત્માના ચર્ણો કને રજુ થયું.

"સ્વર્શકિતમાન ખુદાની દયાથી. ખુદાના હુકમથી જીવનો થા!" એ મંત્ર પ્રાચિન હતો. આ સિદ્ધને તો એથી પણ અધિક સિધ્ધિઓ પ્રાપ્ત હતી. પ્રિય બાળકનો બાળમિત્ર કાં સજીવન ન થાય? તેના ખુદાને તો બધું સરખુંજ છે. થા અને થઇ ગયું એટલીજ વાર!

લાશને સામે રાખી મંત્રનો ઉચ્ચાર થયો. બાળક ઉંડી ઉંઘમાંથી ઉઠતો હોય, કોઈ મધુર સ્વપનું નિહાળીને બેદાર થતો હોય તેમ હસ્તે મુખડે ઉભો થયો–સજીવન થયો! મહાત્માના ચર્ણ પર શીશ નમાવીને મિત્રને બાઝી પડયો.

મહાત્માની આંખમાંથી પાણીની ધાર છુટી–તે હર્ષની હતી કે શોકની? કોણ જાણે! એમના આ વાકયમાં કાંઇક મર્મ હશે ખરો? "બેટા અત્યારે તારો વખત નોહતો. તારે તો મારા બાળકનો સાથ ઠેઠ સુધી પુરવાનો છે."

દોસ્તની દોસ્તી ઠેઠ સુધી નીભે તેજ દોસ્ત તેજ મિત્ર તેજ હુબીબ.

કાળ ગયો.

મહાત્મા અત્યારે નથી. બાળમિત્રો વૃદ્ધ થયા. અને પાછા મળ્યા ! ઠેઠ સુધી યારી નિભાવવા ખાતર એક વખતનો બાળમિત્ર–અત્યારે વયોવૃધ્ધ હુબીબ કરબલા સુધી આવ્યો અને યારની યા-રીમાં પ્રાણ અર્પણ કર્યો. ઝુકાએલું શીશ છેદાઈ જાય એમજ મી-જાઝે યારમાં માગ્યું અને મિત્ર હુસેને હાય કાઢી. હાય દોસ્ત–હાય રફીક–હાય હુબીબ ! સિધ્ધ થએલા સેવક ! તારી જાત્રા સફળ થઈ. બાળક હુસેને તને નાહનપણમાં આપેલ વચન હજી તને યાદ છે. દોસ્ત વગર નહિ જીવું. તે હુબીબ નહિજ જીવે. તારો મિત્ર તારી સાથેજ છે. તુરતજ પાછળ આવે છે.

# રૂપાળો રાજકુમાર.



જવાની પણ જીંદગીનો એક અજબ તબકકો છે. ગરીબ હો કે અમીર, ફકીર હો કે સાધારણ સ્થિતિનો, અરબમાં હો કે ઇરાનમાં, મિસરમાં હો કે હિંદુસ્તાનમાં. દુન્યાના કોઇ પણ ભાગમાં અને કોઈ પણ સમયમાં ઉગતી જવાની ધરાવનાર જવાન પોતા તરફ ખાસ ધ્યાન ખેંચશે અને ખેંચશે. આ કુદરતની કારીગરીની લીલા છે.

આવો જવાન જ્યારે કોઈ કુળમાં મહાન કારીગરે ઘડેલ પુતલામાં અતુલ્ય કાન્તિ, બેનઝીર ખુબસુરતી લઇને અવતરે છે ત્યારે તો અવધી થઈ જાય છે. જોનારા તેને બેઘડી હસરતની નજરથી જોઈ રહે છે. પરણાવવા લાયક ઉમર પ્રાપ્ત થતા માણસોને તરંગો કરવાનો પ્રસંગ આવે છે. આનો બાપ આને કયાં પરણાવશે? જેને પેટે જવાન, પરણાવવાપાત્ર કન્યા હોય તે આ જવાન પર નજર નાખે છે. તેનામાં શકિત હોય તો ત્યાં સુધી પહોંચવાની કોશેશો પણ કરશે પણ પોતાના દરજજા કરતાં સામાવાળો મોટો હોય તો આવી ઇચ્છા દિલમાં ઉત્પન્ન થઇને દિલમાંજ સમાઈ જાય છે. જવાનના કુટુંબ સાથે સમ અવસ્થા ભોગવવાળો કન્યાનો બાપ તો એમજ નિશ્ચય કરી નાંખે છે કે કન્યા આ જવાનનેજ દેવી. આ વાર્તા છેવટ કન્યાને કાને રસિક હવા લઈ જાય છે. અને કન્યા મનથી તો તે જવાનનેજ વરે છે.

આમ ઘણા જોડાંઓ જોડાય છે. ધારેલા આનંદની પુર્ણાહુતિ થાય છે.

ઘણે વખતે નિરાશામાં પરિણામ આવે છે. ઘણા વખતે કન્યા-ના બાપની મનોકામના મનમાંજ રહી જાય છે. તો ઘણા મોકા પર જવાન્યાના બાપની આશા તેના મનમાંજ સમાઈ જાય છે.

કિરતારે ઘડેલી ઘટનાઓજ માત્ર ઘડાય છે. કારણુ અનેક ઉ-ત્પન્ન થાય છે. સામાજીક, આર્થિક, આકસ્મિક અને કજા. કજા પણુ આવા પ્રસંગોમાં વિચિત્ર ભાગ ભજવે છે. કાં તો ધારેલું પુરૂં થવા પામે તે પેહલા કન્યાનો શિકાર કજા કરે છે. અને કાં તો જવાન તેના દામનમાં ફસાઈ પડે છે. આવા આવા પ્રસંગો કયામતના પ્ર-સંગો થઈ પડે છે !

આવા પ્રસંગો અસાધારણુ ખરા. ઇતિહાસમાં એક છુટો છ-વાયો દાખલો દીઠામાં આવે ખરો. આવો એક કયામતનો પ્રસંગ ઇતિહાસમાંથી અત્રે અવલોકશું ?

જે જવાન્યાના પ્રસંગનું અવલોકન કરવા ધારયે છીએ તેનો બાપ પણુ એક ગેરમામુલી સંજોગો ધરાવનાર બાપ હતો.

હકદાર બાદશાહ પણુ હક ખુંચવાઇ ગએલો, ઉંચામાં ઉંચા કુળનો નબીરો અત્યારે તે કુળનો વડીલ, પુજ્ય, પવિત્ર આત્મા ! પોતાના ખુંચવાઈ ગએલા હક માટે શાન્તિથી સબર ધરાવનાર આ પરમ ભકત બાદશાહ દુન્યાની સલતનતને તુચ્છ સમજતા હતા અને ફકીરીમાં મોજ માનતા હતા.

આ ભકતરાજ ફકીર બાદશાહને ઘરે એક પુત્ર અવતર્યો. કેવો પુત્ર ? સૌંદર્યનો પડદો તે દિવસે અકસ્માતિક અથવા ઇરાદાપુર્વક ખુલ્લોજ રહી ગયો તેમ આ બાળકને અલૌકીક ખુબસુરતી મળી હતી. અથવા તો આમાં પણુ કિરતારની કાંઈ લીલા હતી. બાળક મોટો થતો ગયો તેમ તેમ તેની અપુર્વ અલૌકિક કાન્તીની વાર્તા

ગામથી પરગામ અને દેશથી પ્રદેશ ફેલાવા માંડી. માણુસો નજી-
કથી અને દુરથી એને જોવા આવવા માંડયા. જોવાવાળાના મોઢા-
માંથી સ્હેજે નીકળી જતું.

"તુરા દીદા વયુ સુફ રાશ નીદા."

પ્રાચીન મિશરની અદભુત કાન્તી ધરાવનાર યુસુફને આ જ-
વાને ભુલાવ્યો. કુમારને જોવા આવવા માટે એક બીજું કારણ પણ
હતું. એક મહાત્મા-જેના તે બધાઓ સેવક હતા-તેની આ કુમાર
યાદ દેવરાવતો હતો. રાજકુમારની મુર્તિ તે ગત મહાત્માની મુર્તિ
ને આબેહુબ મળતી આવતી હતી. જેને તે પરમપુજ્યના દર્શનનો
લાભ નોહતો પ્રાપ્ત થયો તે આને જોઇને લાભ લેતા હતા.

આ કુંવરની માને જરૂર એમ લાગતું હશે કે મારો પુત્ર
કયાં નજરાઈ ન જાય! ફુઇને તો ભાઈના પુત્ર તરફ કાંઈ વિશેષ
પક્ષપાત હોયજ. પોતાના પુત્રો કરતા ભાઇના સંતાનોને અધિક
સ્નેહથી જોનારી ફુઇઓ પૃથ્વીમાં ઘણી થઈ છે અને ઘણી હશે પણ
આ ફુઈનો સ્નેહ તો કાંઇક વિચિત્રજ.

જોવા આવવાવાળાઓને જેને કન્યા હશે તેને ખરેખર અભિ-
લાષા થતી હશે કે મારી કન્યા આને આપું તો મારા અને મારી
કન્યાના અહોભાગ્ય. પણ રાજકુમારને તો રાજકુમારીજ હોય.

એક રાજાએ આવી માંગણી કરી. ભકતરાજે આ માંગુ સ્વીકાર્યું.

લગ્નનું શુભ કાર્ય અવકાશે ઉકેલશું હમણા શી ઉતાવળ છે?
એવો કાંઇ જવાબ આપ્યો હોય ખરો. પિતાના મનમાં તો જે હોય
તે જાણે પણ ભત્રીજાના લગ્નનો લાહવો લેવાની ફુઇની ઇચ્છા તો
તીવ્ર હોવી જોઇએ. માનુ શું પુછવું? માતાનો પ્રેમ તો દિવાનો
હોયજ છે. પુત્રવધુ ઘરમાં આવે એને છાતી સરશી ચાંપી બે

આંસુ હર્ષના ખેરવવા તેવી સામાન્ય માતૃલાગણી આ માતાને પણ હશેજ. બ્હેન તો લાડકી હોયજ. ભાભીના દર્શન ખાતર બ્હેનો પણ કાંઇક કાંઇક રસિક કલ્પનાઓ ગોઠવતી હશેજ.

પછી આ કુમારના લગ્ન થયા કે? રાજકુમારના લગન પોતાના દેશમાંજ થવા જોઇએ. કન્યાનો બાપ કન્યાને લઇને વરને સ્થાને આવે તેજ વાસ્તવિક કેહવાય.

ત્યારે શું કુમારના દેશમાં આ શુભલગ્ન થયા?

ખુદાએ સરજેલા જોડાઓજ અહિં જોડાય છે. બાકીના ત્યાં. ત્યાં એટલે કયાં?

કુમારના બાપને આવે પ્રસંગેજ પ્રદેશ જવાનું થયું. એકલા ગયા હોત તો પાછળ રહેલા કુટુંબીઓ આ ફરજ ઉકેલી લેત ખરા. પણ કામ એવું મહત્વનું હતું કે બધા ભેગાજ નીકળ્યા. તેમાં આપણો ખુબસુરત કુમાર પણ હતો.

એવું તે કયું મહત્વનું કામ હતું કે લગ્નનું શુભ કામ મુકીને બધા નીકળ્યા-વળી ભેગાજ પ્રદેશ જવા નીકળ્યા?

કામ એ હતું કે માલેકની મરજીનો અમલ કરવો હતો. તેણે રચી રાખેલા સુત્રને અનજામ દેવાનું હતું. તેણે ઘડેલા ક્રમને પુરો કરવો હતો. આ ક્રમ ધોળે દિવસે પુરો થયો.

× × × × ×

વૃધાવસ્થામાં આંખને ટાઢક દેનાર બાપની આશા જેની ઉજ્વલ કાન્તી કવિઓને વસ્તુ સંકલના પુરી પાડતી હતી. જેને અત્યારે ભાગ્યેજ વીશ વરસ થયા હોય તે અત્યારે પિતા સામે હાથ જોડી ઉભો છે.

“પિતાજી મને આજ્ઞા આપો!”

શેની આજ્ઞા ?

ભકત મહાત્મા, કુંવરના બાપે જબરો સત્યાગ્રહ આરંભ્યો હતો. જેણે તેનું રાજ ખુંચવી લીધું હતું તેની સત્તાનો અસ્વીકાર કરવાથી તે મહાત્મા અને તેનું કુટુંબ હજારો લાખો માણસના દળથી રેતાળ રણમાં અત્યારે ઘેરાઈ ગયું હતું સવારથી તે કુટુંબમાંથી એક વીર જતો હતો અને પાછો આવતો નોહતો. મહાન સત્યાગ્રહને અંગે મહાન ભોગ દેવા જોઈતા હતા બલિદાન પર બલિદાન ચડતા હતા, ખુદાનું નામ દુન્યામાં કાયમ રહે તે ખાતર આ એક મહાયજ્ઞ હતો. ભાઈ ભત્રીજા ભાણેજ મિત્રો કુરબાન થઈ ગયા હતા. અત્યારે ખરે બપોરે ભકતરાજ દ્રઢપણે ઉભા હતા. ઉંડા વિચારમાં તંબુ પાસે તલવારના ટેકાથી ઉભા હતા. શું પોતાના અતિ ખુબસુરત જવાન વયના પુત્રના લગ્નના વિચારમાં હતા? કન્યાનો બાપ દેશ આવીને નિરાશ થઈ પાછો જાશે તે વિચારમાં હતા? કુંવર ઉભો છે તેને શું જવાબ દેવો તે વિચારમાં હતા? બલિદાનોની પુર્ણાહુતિ કેવી થાશે તે વિચારમાં હતા?

"પિતાજી મને આજ્ઞા દયો!"

ભકતરાજે ઉંચું જોઈને કુમારના મોઢા સામે જોયું. આંખમાં પાણી આવે તેમ થઈ રહ્યું હતું પણ રોવાનાં આંસુ કયારનાએ સુકાઈ ગયા હતા. પુત્રને શું જવાબ દીધો તેની નોંધ કરવાની શી જરૂર છે? મહાત્માને શાન્ત વશ હતી. શાન્તિથી આશિર્વાદ આપ્યા.

કુંવર ચાલ્યો!

બાપને ખાત્રીજ હતી કે ફરી જ્યારે એને જોઇશ ત્યારે માત્ર એનું ઠંડુ થએલુ શબજ! ગરીબ માતા! તને અથવા તારી નંવુઢને આશા ભલે હોય કે કદાચ તે પાછો આવે.

ક્યાં વાર લાગનાર હતી ? આ ચેહમાં ચડનારાઓનાં પરિણામ ઘણીજ ત્વરાથી આવતા હતા.

ગયો ન ગયો તેટલામાં વૃદ્ધ પિતાને કાને આવાજ આવ્યો. "પિતાજી સલામ-અલી અકબરની છેલ્લી સલામ."

એકજ બરછીનો કારમી ઘા અને યુસુફની કાન્તીને ભુલાવી દેનાર હુસેન ઇબને અલીનો જવાન શાહજાદો અલી અકબર પડયો.

પિતાની કમર તો એ પેહલાજ તુટી ગઇ હતી. ઇતિહાસે આ-ટલું પણ નોંધ્યું છે. આ વખતે મઝલુમ ઇમામની આંખમાં અં-ધારા આવ્યા. આંખની રોશની ઓછી થઈ ગઈ.

× × × × ×

આ સ્મશાનમાં જ્યાં માથા વગરના ધડોજ માત્ર પડયા છે ત્યાં "એ કયાં સુતો છે ?"

એમ કોણુ પુછી રહ્યું છે ?

લેલા ! જો ! જો ! પેલો સુતેલો છે તેજ તારો અકબર !

આ મહિના પેહલા તારા તેની સાથે લગન થનાર હતા. આજે તારો અને તેનો હસ્ત મેળાપ થાય છે ! હે ખુદા ! આ તે શું તારી દયા ? ના-ના-આમાં પણુ તારીજ મશલેહત !

રો-રો સુંદરી તેં જે ગુમાવ્યું છે તે તને આ દુન્યામાં મળ-નાર નથી.

રાજકન્યા ! તારા લગ્ન તો મદીનામાં થનાર હતા. ત્યાંથી તે ઠેઠ કરબલાનું સંધાન તને કોણે બતાવ્યું ?

બાપુ થોડા કલાક વેહલા આવી હોત, કાલે આવી હોત તો કાસમ પેઠે અલી અકબરના લગ્ન પણુ કદાચ તારી સાથે થઈ જાત. હવે તો અલી અકબર આ દુન્યામાં તને નહી મળે. તું કુંવારી રંડાણી !

# ઓરમાન ભાઈ.



એક બાપના પણ જુદી જુદી માના પેટે અવતરેલાઓ પરસ્પર ઓરમાન ભાઈ તરીકે ઓળખાય છે. લોહી બાપનું ગણાય છે એટલે એક બાપના આવા બે દીકરાઓ વચ્ચે સ્નેહની ગાંઠ સગા ભાઇઓ જેટલીજ મજબુત હોવી જોઇએ. પણ સમાજમાં એમ જવલ્લેજ દીઠામાં આવે છે. ઇનશાનની ફીતરત પણ કાંઇક એવીજ રહે છે કે આવા બે ભાઇઓમાં કાંઇક અંતર જરૂર દીઠામાં આવશે.

મોટે ભાગે બે ઓરમાન ભાઇઓ માંહેલો મોટો ભાઈ નાહનાને પોતાના દીકરા પેઠે ચાહે છે—અથવા તેવો ચાહ ધરાવવાની કોશેશ તો કરે છે. આને બદલે નાહના ભાઇના મનમાં સ્નેહ કરતાં માનની લાગણી વિશેષ પ્રકારમાં આપણા દીઠામાં આવે છે. અપવાદો હશે. પણ અપવાદ તો નિયમને સિદ્ધ કરે છે. આવો અપવાદ પણ આપણા અનુભવમાં ભાગ્યેજ દીઠામાં આવ્યો હશે. ઓરમાન નામજ જાણે સ્નેહની ત્રુટી કેમ ન સુચવતું હોય!

આ અપવાદ આપણા જીવનમાં ન મળતો હોય તો તેને ઇતિહાસના પાનામાં શોધીએ.

ત્યાં પણ એકાદ દાખલો માંડ નજરે ચડે છે.

માત્ર એકજ દાખલો!

મોટો ભાઈ નાહના ઓરમાન ભાઇને ભાઇનો સ્નેહ તો દેજ છે, તે સાથે સગા દીકરા તરફ જે પ્રેમ હોય છે તે પ્રેમનો અનુભવ આ નાહનો ભાઈ પણ મેળવે છે. આના બદલામાં નાહનો ભાઈ ફીદા ફીદા થઈ જાય છે. તેનો પ્રેમ એટલો તો ઉભરાળા મારે છે કે

ભાઇને બદલે હમેશા મુરબ્બી કહીને સંબોધે છે. મોટા ભાઇની સેવામાંજ જીવનનું સાર્થક સમજનાર, જીંદગી તેનેજ અર્પણ કરનાર નાહનો ફીદાઈ ભાઈ ઇતિહાસમાં પણ એકજ મળે છે અને તે પણ તમે શોધશો તો.

આ નાહનો ઓરમાન ભાઈ ખરેખર ખાસ કિસમત લખાવીને અવતર્યો હતો. એક પુજ્ય મહાત્માનો ભાઈ તે સાથે તેજ મહાપુરૂષનો તેના પર સોળે સોળ આના પક્ષપાત.

બહેનનો પણ લાડકો આ નાહનો ભાઈ. ભત્રીજા, ભત્રીજીઓને તો જાણે એની વગર ચાલેજ નહી.

જવાનીની પુર બહારમાં દુન્યાના ઈતિહાસમાં વિખ્યાત થએલ શૌર્ય ધરાવનાર પિતાનું શૌર્ય કેમ જાણે તેને એકલાનેજ વારસામાં મળ્યું હોય તેવું શૌર્ય ધરાવનાર, ભલભલા વીર નરોના અભિમાનને નીચું જોવાડનાર, જેના નામની હાંકથી શુરાઓનું શુરાતન પીગળી જાય એવોજ માલવાળો એવી કાન્તીવાળો વિરલો અબુલ ફઝલ! મોટા ભાઈમાં તેં કયો ખાસ ગુણ જોયો, કઈ કરામત, કયો જલવો તેં દીઠો કે મોટા ભાઇના નામનો ધ્વની તારા કાનમાં થતાજ તુ શેર જેવો નરમ બકરી થઈ જતો? મોટા ભાઇમાં એવો કયો ચુમ્બક પદાર્થ તેં અનુભવ્યો જે તેના સમાગમમાં આવતાજ તું તેના તરફ આકર્ષાઈ જઈ આકા, આકા, પુકારતો તેના ચરણોમાં ઢળી પડે છે? ઓરમાન ભાઈ! આ રહસ્ય કાંઈ અમે સમજી શકશું?

મોટા ભાઇથી સ્વતંત્ર રહીને-પોતાના બાહુ બળથી પોતાનાજ તપોબળથી અબુલ ફઝલ ઈતિહાસમાં નોંધાઈ રહે તેવું કરી બતાવી શકતે. પણ ઓરમાન ભાઇની વફાદારીનો બેનઝીર દાખલો ઈતિહાસમાં બીજો કોણ બેસાડતે?

આવો તો ખરા. આજે વફાદારીનું બજાર ગરમ છે તે જો-ઇએ, આજે અબુલ ફઝલ પોતાના વડીલ ભાઇ પર કેમ જાન ની-શારી કરે છે તેની નોંધ ઇતિહાસના પાનાઓમાંથી ઉકેલીયે.

આજે જરામાં ભાઈ–આકાની જાનની હીફાજતમાં મસ્ત, જ-રામા બાળકોમાં બહુજ વાહલા બનેલા કાકાના બાળકોની તરસની અસહ્ય વેદનાનું નિવારણ કરવાની ચિંતામાં ડુબેલા, જરમાં પેગં-બરના પવિત્ર કુટુંબના સ્ત્રી વર્ગના રક્ષણ અર્થે એક ચિત્તે ચોકી કરનાર ચોંકતો સિપાહી, જરામાં હુસૈની અલમને છેવટ સુધી કેમ અખંડ રાખવું તેની ફીકર આજે અબ્બાસને પજવે છે. પોતાની તરસનું ભાન માત્ર પણ નથી. માત્ર આકા આકા એજ મંત્રનો ઉચ્ચાર!

પણ અબ્બાસનું અંજામ કુદરતે બીજીજ રીતે ગોઠવ્યું હતું.

ત્રીશ હજારના લશકરને મારી એકજ તલવાર પુગી વળશે એવી અલવી હીમત ધરાવનાર, અલીની એવી દીલેરીનો વારસ, શત્રુના સૈન્ય સાથે મુકાબલો કરવાનો પ્રયત્ન સવારથી કરે છે પણ તેને આજ્ઞા મળતી નથી. ભાઈ, આકા તેને કેમ રણમાં જવાની રજા આપતા નોહતા તે તો તે મહાત્માજ જાણે. મોલા! એવો તો ખ્યાલ નોહતો ને કે અબ્બાશ બચશે તો પાછળ આલે રસુલ–રસુલે પાકના ઘરની અબળાઓ અને બાળકોને આશરો રેહશે? અથવા આપને પણ હીમત રેહશે? આપની કેડ અત્યારે ટટાર હતી તે શું અબ્બાસના વજુદના ભરોશામાં? અબ્બાસનો અને શત્રુનો કદાચ મુકાબલો થાત તો આ ભુમિમાં તેટલું રૂધીર ચુસવાની, તા-કાત નહિ હોય! અથવા તો જે ભુમિમાં પવિત્ર આત્માઓનું લોહી રેડાવાનું હતું. ત્યાં માત્ર શત્રુઓના શબનોજ ડુંગર થાત તો કજાએ

ઇલાહી પુરી ન થાત. ગમે તે હો, અબ્બાસની લાંબી શમશીર તરસીજ રહી ગઈ.

કુદરતે રચેલો ક્રમ પુરો થવોજ જોઇએ ! આમાં બાળક સકીનાએ મદદ કરી !

કાકા ! હવે તો મારૂં મોત આવે તો સારૂં; હવે તરસની વેદના નથી ખમાતી.

પ્રિય ભત્રીજી–ભાઇની લાડકી નાહની દીકરીની આ કરૂણા વાણીએ અબ્બાસનો પ્રોગ્રામ પુરો કર્યો.

સિપેહસાલાર–હુસેન ઇબ્નેઅલીના સૈન્યનો અલમ બરદાર–કમાન્ડર ઈનચીફે–ભીસ્તીનો વેશ ધારણ કર્યો.

"આકા ! લડવાની નહિ તો પાણી લઇ આવવાની તો રજા આપશોને ?"

હઝરત ઇમામ હુસેને રજા આપી !

અબ્બાસના મોહડા સામે જોઇને પછી આસમાન ભણી માથુ ફેરવી ઇન્નાલિલ્લાહુનો ઉચ્ચાર કર્યો !

બકરીના ટોળામાં–પછી તે ટોળું ત્રીશ હજારનું હોય કે ત્રણ લાખનું—એક વાઘનો પ્રવેશ કરે ત્યારે ન્હાસભાગ સિવાય શું થાય ?

અરબસ્તાનના યોદ્ધાઓમાં પણ એવો કોઈ માઇનો પુત ન હતો જે હ. અબ્બાસની સામે થાય અથવા તેના ઘોડાની આડો પડે. પોતાના સ્થાનેથી સીદધો તે ફિરનર નદી કીનારે પોહુચ્યો મશકભરી ગળામાં ઓળવી. નિર્મળ ઠંડા પાણીનો સ્પર્શ થતાં પોતાની તરસનું ભાન થયું, પોતાને પણ આજે ત્રીજો દિવસ તો હતોજ ! પોતાની તરસનું ભાન થતાં ઘોડાની તરશનું ભાન થયું. ઘોડાને પાણીમાં

ઝુકાવ્યો. જનાવર તૃપ્ત થાય તો પણ ગનીમત. પણ આ શો ચમત્કાર! મુંગુ જનાવર પ્રાણી પાણીમાં મોઢું કેમ નથી બોળતું? "ઘોડા! તને શું ખબર હતી કે તારો સવાર તરસ્યો છે? તું કેમ પાણી નથી પીતો? મહાપુરૂષોના સંબંધમાં જે જે જડ અથવા ચેતન-વસ્તુ આવે છે" તે બધી રીતે ચમત્કારિક કામ કરી દેખાડે છે. ઘોડાએ પાણી ન પીધું-અને અબુલ ફ્ઝલ પાણીની મશક ગળામાં ઓળવી ખેમા તરપૂ રવાના થાય છે.

આશા અમર છે.

મહાત્માઓ પણ દીને ઇમાનથી આશાને વળગી રહે છે.

અબુલ ફ્ઝલે પણ આશા બાંધી કે જરાક વારમાં હસ્તે મોઢે લાડકી ભત્રીજી કને પાણી પોંહચાડીને આકાને ચર્ણે શીશ નમાવી દઇશ.

પણ ત્યાં કુદરતની ઇચ્છા કૈં ઔરજ હતી.

અબ્બાસના જલાલ સામે કોની કઝા બે રાખેલી હોય તે આવે? વાઘના પાંજરામાં રાજીખુશીથી કોણ ધસ્યો જાય. એક હાથમાં મશક અને બીજા હાથમાં ઘોડાની લગામ અને અલમનો વાવટો ઉડાવતો ઉડાવતો એ ગાઝી ખેમાં તરફ ધસ્યો જાય છે.

ઓ પોંહચ્યો. ઓ પોંહચ્યો થઈ રહયું છે. એવામાં એક હીચકારાએ-નામરદોના કામ એવાજ હોય છે-બાજુમાંથી આવી એક ઘા કર્યો અને હાથ છટકયો.

જવાબ વાળવાનો આ મોકો નોહતો. કોઈ રીતે પાણીનેજ ખેમા ભેગું કરવું હતું.

બીજા હાથમાં મશક પકડી અને તે જવાન આગલ વધ્યો.

બીજો હાથ છટકયો!

મશકે હવે દાંતનો આશરો લીધો, ઘોડો પોતાની વેગે ચાલ્યો. જાય છે.

એકજ તીર–અને પાણી–મશકમાંનુ પાણી વેહવા માંડયું.

જે પાણી માટે આટલી આપ્રૂત ઉપાડી જે પાણી માટે બે હાથ છટકાવ્યા તે તો વેહવા માંડયુ! હવે તંબુમાં શું :ામ હતુ? હવે અબ્બાસનું મોઢું શકીનાને કેમ દેખાડવું.

પાણી તો વેહતુંજ રહયું!

મશકમાંથી પાણી વેહતું હતું કે અબ્બાશના કાળજામાંથી લોહી વેહતું હતું! અરેરે! આ કરતાં તો એકાદ ભાલું છાતીમાં લાગીને પ્રાણ ગયો હોત તો વધુ સારૂં થાત! આટલી નિરાશા આ શેર નરથી તે કેમ ખમાય? પાણી વગર હવે આકાને શું મોઢુ દેખાડીશ. હાથ વગર આકાની સેવા શી થશે.

આ વિચારોમાં દીલના ટુકડા થવા માંડયા. આંખે તમ્મર આવ્યા.

"આકા! આકા! મને માફ કરજો ગુલામની છેલ્લી સલામ કબુલ કરજો." પૂકારતો; બની હાશમનો તેજસ્વી ચંદ્ર અસ્ત થયો!

મહાત્મા! અબ્બાસની સલામ કબુલ છે, કેડે કેમ હાથ દીધા.

# શ બે વ સ્લ.



આજે ઉંઘ કેવી?

"વસ્લકી શબમેં ન આરામ ઓર ન ખ્વાબ આને કો હુય."

આજ તો વીવાહની રાત છે. આજ તો ઘર ગાજે છે. કેવી ધામધુમ થઈ રહી છે જુઓ તો!

"ભાઇ ગજવામાં લીંબુ રાખ્યું છે ને?" રખેને વરરાજા થએલો દીકરો નજરાઈ જાય! મા તેને સુચના આપે છે. ગરીબ બિચારી વિધવા માતા. ધણી મરી ગયા કેડે પોતાના એકના એક પનોતા દીકરાને પરણાવવાનો મંગલ અવસર આજે પહેલી વખત આવ્યો છે.

દીકરાના વીવાહ એટલે માતાના આનંદનું શું પુછવું? અને તે પણ વિધવા માતા. ના–ના આજના દિવસ માટે તે સધવા થઈ ગઈ છે. ધણીના શોકમાં તજાએલો અલંકાર આજે તેને ગૃહે છે. કાલથી વળી દીકરાની વહુને પેરતી ઓઢતી જોઇને પોતાની આંખ્યો ઠારશે.

ઘરમાં કલ્લોલ મચી રહયો છે. નાહની બ્હેનોનું તો પુછવુંજ શું? જરામાં ભાઇને પજવે છે. જરામાં થનાર ભાભીને સતાવે છે. માતા જરા વાર દીકરાને નીહાળી નીહાળીને આંખ્યો ઠારે છે. તો જરામાં કન્યાના નિવાસસ્થાને જઇને તેના ઓવારણા પર ઓવારણા લે છે. વર અને કન્યા બન્ને પર વારી વારી જાય છે! જરામાં ઘરમાં ભેગા થએલા પરોણાઓની આગતા સ્વાગતામાં ગુંથાય છે, તો વળી કાંઈક યાદ આવતાંજ પોતાના ઢેર તે વરના કાકા અને કન્યાના પિતા સાથે કાંઈક મસલાહત કરવામાં ગુંથાય છે.

કન્યાનો પિતા તે વરનો કાકો. મરહુમ મોટા ભાઇએ મરતી વખતે વસીયત કરી હશે કે ભાઈ મારા દીકરાને તુંજ મોટો કરજે અને તેને તારોજ દીકરો બનાવજે, તારી કન્યા સાથેજ પરણાવજે.

પ્રિય વડીલ ભાઈની મરતી વેળાની સુચનાનો આજે અમલ થાય છે. વર કન્યા ભેગાજ ઉછર્યા છે. અલબતા, અત્યારે જુદા છે. પોતાના સ્થાનેથી કન્યા વરને નીહાળી નીહાળી જોતી હોય તો ભલે!

ઘરમાં બધા સગાઓ પણ આ મંગળ કાર્યમાં ભાગ લેવા ભેગા થએલા છે. કુટુંબના વડા તો કન્યાના પિતા એટલે વરના કાકા. તે ઉપરાંત વર અને કન્યાના ભાઈ બહેનો. પરોણામાં પુઈ પણ છે. વરની પણ પુઈ અને કન્યાની પણ પુઈ. તેને તો બન્ને આંખ્યો સરખી. જરામાં ભાભી—વિધવા ભાભી—કને લાડ કરશે તો જરામાં ભાઈ સાથે પણ મધુર આલાપ કરશે, નાહના સાથે નાહની અને મોટાઓ જોડે મોટી. પુઇનો તો જાણે એ ખાસ હક્ક છે.

લગ્નની પવિત્ર ક્રિયાનો વખત નજીક આવતો જાય છે તેમ તેમ કલ્લોલ વધે છે. કોઇ તો કન્યાને અલંકાર સજાવવામાં ગુંથાએલા છે તો કોઇ વરરાજા—દુલ્હાના શણગાર તરફ નજર ફેરી રહ્યું છે. પીઠી ચોળાય છે. મ્હેંદી લગાડાય છે. અને મંગળ કાર્યની મંગળ ઘટીકાની વાટ જોવાય છે.

“સારામાં સારો સેહરો લાવજે હોં” “પુલ મઘમઘતાં નહિ હોય તો ઈનામ નહિ મળે, યાદ રાખજો.” “ગુંથી લાવે આલીન પુલોકા સેહરા.” એવી સુચનાઓ થઇ હતી. “માલણને વાર કેમ લાગી?” “સેહરો ક્યારે લાવશે?” એવા સવાલો કાન સાથે અથડાય છે.

વરરાજાનો ઘોડો કેવો સુંદર છે! “આહસ ભાઇને તો આવોજ સુંદર ઘોડો જોઇએ.” એમ કહી કહીને બ્હેન મલકાય છે.

વરની કેડે જમૈયો ન હોય તો કેમ શોભે? જમૈયો અને તલવાર પણ લટકવી જોઇએ! જમૈયા તલવાર વગર કેમ ચાલે? નજ ચાલે! આ રહયો જમૈયો અને આ રહી તલવાર!

પવિત્ર ક્રીયા ઉકલી ગઇ. નિકાહ થઇ ગયા.

*　　*　　*　　*

કન્યાનો પિતા કન્યા ઘરમાંથી જાય છે તેથી શું રોતો હશે? સ્વાભાવિક નિયમ પણ એજ છે. લાડથી ઉછેરી વ્હાલી દીકરીને સાસરે વિદાય કરતી વેળા મા બાપની આંખમાં પાણી ભરાઇજ આવે. આ પણ એમજ હશે! પણ આ શું વરની માતા કાં રૂએ છે? રોઈ રોઇને કપાળ અને છાતી કેમ કુટે છે? પછાડીઓ કાં ખાય છે? શું આ શુભ પ્રસગે તેને પોતાના મરહુમ સ્વામિનું સ્મરણ થઇ આવ્યું હશે?

હોય પણ! ભલે રૂએ!

બાપીકું ઘર મુકીને સાસરે જતી વેળાએ કન્યા રૂએ તેમાં તો કાંઈ નવિન નથી. તે રૂદનની પાછળ કાંઇક હર્ષની લાગણીઓ પણ છુપાએલી—દબાએલી જરૂર હોય છે. પણ આનું રોવું તો કાંઇક જુદાજ પ્રકારનું લાગતું હતું. આ રોવું તો માથા પર કોઈ આફત આવી પડી હોય તેમ સુચવતું હતું.

“બાળા! તને આ લગ્ન પ્રિય નથી શું?”

કોણ કહી શકે?

કન્યાના પિતાના આંસુ કદાચ હર્ષના આંસુ હોય! લાંબી મુદતે મરહુમ વડીલ ભાઈની છેલ્લી સુચના આજે અમલમાં મુકાય છે; બે ભાઇઓની સ્નેહગાંઠ—લોહી ગાંઠ આજે મજબુત થઈ તે વિચારોને અંગે તો આંખમાં આંસુ નથી ભરાઈ આવતાને? કોણ જાણે!

વરની પણ તું ફુઈ અને કન્યાની પણ તું ફુઈ. તારી આંખમાં પાણી શેનાં? વડીલ ભાઈની નીશાની રૂપ તેનો દીકરો, કુટુંબના શીરછત્ર ભાઈની કન્યાના શુભ લગ્ન ટાંણે બ્હેન તને રોવાનું કેમ સુજે છે? શું ભાભી તરફથી તો કાંઇ ઓછું નથી લાગ્યું? ભાઇએ કપડું દેવામાં કાંઇ કચાશ તો નથી કરી? બ્હેનનું દિલ દુઃખાઈ જતાં વાર લાગતી નથી. અથવા જવાન વરરાજા તરફથી કોઈ શીકાયતને લઇને તો આંખમાં પાણી નથી ભરાઈ આવ્યાને? હોય બ્હેન! નાદાન બાળકોની સામુ કાંઈ જોવાય?

બીજા બધા સગાઓ, સ્નેહીઓ પુરૂષો, સ્રીઓ તમે બધા કાં રૂઓ છો? લગ્ન શું અમંગળ છે?

સેહરો કયાં? માલણને કોઈ વરધી આપતા ભુલી તો નોહતું ગયું? સેહરાની ગેરહાજરને અપશુકન સમજતા હતા તેમ તો નોહતુંને? પીઠી કયાં સુકાઇ ગઈ? મેંદી કેમ નથી દેખાતી? દુલ્હાને મેંદી ચોપડવામા આવી હતી, ખરી વારૂ?

વરરાજાને સ્નાન કરાવવાનું રહી ગયું હતું તેથી તો બધા રોતા નોહતાને? સ્નાન શું કામ ન કરાવવામાં આવ્યું?

કેડમાં જમૈયો તો બરાબર ખોસેલો છે. તલવાર પણ ફાંકડી રીતે શોભી રહી છે.

ખરેખર દુલ્હો દુલ્હાને છાજતી છટાથી સજ થઇને ઉભો છે. સીપેહસાલાર અથવા લશકરના એક અફ્શરના વેશમાં નવો બનેલો નવશો બહુ ફક્કડ ને સોહામણો નજરે પડે છે. ઘોડો પણ હાજર છે.

પણ લગ્ન થઈ જવાને તો માત્ર કલાકેક માંડ વિતી હશે તેટલામાં કયાં જવાની તૈયારીઓ થઈ રહી છે? બધાથી રૂખસત થવાનો અર્થ શું? કયાં જાઓ છો ઓ વરરાજા? કયા વિદેશે જવાની

તૈયારી થઇ રહી છે? હજી તો નવી વહુના કોડ પુરવા બાકી છે. શું પરણાવીને તુરતજ તને દેશવટો દેવામાં આવ્યો છે?

વરરાજા! જુઓ તો ખરા! બેજ કલાક પેહલા બનેલી તમારી સ્ત્રી કેવી રોઈ રહી છે? પીયા! તેને તરછોડીને પરદેશ તો નથી સીધાવતા?

લગનની પવિત્ર ગાંઠથી જોડાયા હજી બેજ માત્ર કલાક થયા છે તેટલી વારમાં બાપુ તારા અલંકાર કયાં ગયા? હાથના કંકણો પણ ઉતારી દીધેલા જણાય છે, બહેન! એ તો અમંગળ સુચવે છે!

બધાય રૂએ છે. રૂઓ–રૂઓ. આ શબે વસ્લની સુબેહ મહેશર છે. આ શાદીએ મર્ગ છે.

વડીલ ભાઈની છેલ્લી વસીયતને અમલમાં મુકી કન્યાને તુરતમાંજ વિધવા બનાવી દયો તો શાદીએ મર્ગ ભલે થઈ!

કાસમ દુલ્હા! તારી શબે વસ્લની પ્રભાત મેહશરની–કયામતની–પ્રભાત થઈ છે.

કેવી વસ્લ? ખંજરની વસ્લ! શહાદતની વસ્લ!!

દુલ્હાને મેંદી નોહતી ચોપડવામાં આવી. ભુલી ગયા હશે. લગનની ધમાલમાં રહી ગયું હશે! આ અધુરૂં રહેલું કામ શત્રુના ખંજરે પુરૂં કર્યુ! લાલ રંગથીજ ગરજ હતીને. એકજ ઘા અને મેંદીનો રંગ ચડયો. વિસાલ થઇ. શબે વસ્લ પુરી થઈ.

અનંતકાળથી ચકડોલે ચડેલા આસમાન! આવી શાદી પણ તેં કોઇની જોઇ હતી?

# કોમળ બાળક.



આપના હાથમાં ગેલ કરતું હોય, આપને પોતાના એક પ્રિય જન તરીકે ઓળખીને આપના ચહેરા સાહમું જોઈ સ્હેજ હસી દે, એ બાળક પર આપને પ્રેમ આવેજ. એ તો કુદરતનો નિયમ છે.

માત્ર બોલવાની વાર છે. ગુંઠણભર ચાલતાં તો બાળક શીખ્યું છે. બાપ હેતથી ચુંબન આપે છે, તે તેને ગમે છે. બાપની માયા પણ ઉભરા પર ઉભરા ખાય છે. "કાંઇક બોલ તો ખરો બચ્ચાં!" એમ પણ બોલાઈ જાય છે.

કાલ સવારે બોલતું અને ચાલતું થાશે?

શી ચિંતા છે?

આમ બાળકો મોટાં થાય છે–જવાન થાય છે–વૃદ્ધ થાય છે. અને દુન્યા ચાલીજ જાય છે.

× × × × ×

આજે ત્રીજો દિવસ છે. ત્રણ દિવસમાં એમનો ચેહરો ન ઓળખી શકાય તેવો થઈ ગયો છે. ના–ના–ત્રણ દિવસની વેદના તો સહ્ય હતી. છેલ્લા ત્રણ કલાકની વેદનાએજ આ પરિવર્તન કરી નાખ્યું હતું.

તંબુની બહાર વૃદ્ધ પિતા તલવારને ટેકે ઉંડા વિચારમાં ઉભા છે. દ્રઢતાજ માત્ર વગર ફેરફારની ચેહરા પર છવાએલી છે.

એક બાનુ કોમળ વયના બાળકને લઇને આવે છે. નિર્દોષ બાળક! માંડ બાર મહિનાનું હશે. સુકાઈ ગયેલા હોઠવાળું તે બા-

ળક કરમાઇ ગયેલાં પુલ જેવું લાગતું હતું.

× × × × ×

સ્વામિના ચર્ણમાં ફસડાઈ પડી આ બાનુ ડુસકે ડુસકે રડવા માંડી.

"આજ ત્રણ દીવસ થયા એક ટીપું પાણી જીભે લગાડયું નથી. પણ તેની કશી ચિંતા નથી. તરસથી ભલે આ દાસીનું જીવન જાય, આ દાસી આપની ઉપરથી કુરબાન થાય તેમાં હું સુખ માનીશ. પોતાને મહા ભાગ્યશાળી સમજીશ. પણ પ્રભુ, આ બાળકના દુઃખે મને બ્હાવરી બનાવી દીધી છે. જોવાતું નથી, એનું દુઃખ હવે તો જોવાતું નથી. સ્તનનું દુધ સુકાઈ જતાં મારી આ તરસ આ બાળક–નિર્દોષ બાળકના પ્રાણનાશનું કારણ થઈ પડી છે. કેમે કરીને આના ગળામાં પાણીનું ટીપું જઈ શકે! તોજ એ બચી શકે–તોજ એ બચી શકે."

વૃદ્ધે દુઃખથી ખિન્ન થઈ જવાબ વાળ્યો, "પાણી કયાંથી મળે? શત્રુની સેનાને ભેદીને નદીમાંથી પાણી લાવવું એ કેવું મહાલ છે અને તેના કેવા પરિણામો આવે છે. તે તમે હવે જાણી ચુકયા છો."

"હાયરે તે તો જાણ્યું–બરાબર જાણ્યું." બાનુએ ઉંડો નિસાસો નાખતાં જવાબ વળ્યો, "પણ પાણી માટે યુધ્ધ કરવાને બદલે આપ શત્રુને વિનવિ ન શકો? બાળકને સાથે લઈ જાઓ તેને જોઈ તેઓને જરૂર દયા આવશે. ભલે તેઓજ પોતાના સ્વહસ્તે એને પાણી પાય. કોઈ પણ પ્રકારે બાળકનો પ્રાણ બચે એ માટેજ આપને હું કરગરૂં છું. અમે તો આપના ઉપદેશ અનુસાર ખુદા–ખુદા કરી તરસ છીપાવવાની કોશેશ કરી રહ્યા છીએ."

"શત્રુઓમાં જો દયા કે ધર્મનો જરા પણ અંશ હતે તો આપણી આ અવદશા સ્વપને પણ થાત શું? મને શારિરીક અને માનસિક વેદના જેટલી પહોંચાડી શકાય તે માટે તેઓ ગાંડા તુર થઇને મચેલા છે અને બાળકની પીડાને લઈ મારી પીડામાં ઉમેરો થાય એમાં એ સૌ રાજી કે બાળકને પાણી આપી વેદના ઓછી કરવામાં?"

"શીરતાજ, આપનું કહેવું યથાર્થ છે. પણ એક વખત તો જાઓ," બાનુ એમના ચરણોમાં પડી કરગરવા લાગી, "દુધ વગર તરફડીયા મારી રહેલું બાળક છેવટ પાણીમાંથી પણ જશે શું? ના-ના શત્રુઓ એટલા નિર્દય તો નહીજ બને. જાઓ પ્રભુ જાઓ. પાણી માટે તરફડીયા મારી એના પ્રાણ જશે તે કેમ જોઈ શકાશે?"

"લાવો બાળકને મારા ખોળામાં આપો. જીવનમાં યાચના ખુદા શિવાય કોઈ પાસે કદી કરી નથી. અને અત્યારે જેઓ નથી ધર્મ સમજતા કે જેઓમાં નથી માણસાઇના કશા ગુણો તેવા શત્રુઓ પાસે પાણી માટે માંગણી કરવાનો પ્રસંગ આવ્યો! ખુદા તારી લીલા તુંજ જાણે છે."

બાળકને હાથમાં લઈ થોડીવારમાં નદી કીનારે જ્યાં શત્રુઓનું લશ્કર પડાવ નાખી રહેલું હતું ત્યાં આવી પહોંચ્યા.

"ભાઇઓ તમે સર્વે જાણો છો કે તરસ્યાને પાણી પાવામાં જે પુન્ય છે તે કરતાં વધું બીજા કશામાં નથી? તરસ્યાની નથી જાત જોવાતી કે નથી નાત. કટ્ટા શત્રુને પણ પાણી માટે તરસાવી વેરની વસુલાતનો દાખલો તમે કદી દીઠો, કે સાંભળ્યો, કે ક્યાં વાંચેલો છે શું?"

કોઇએ કશો ઉત્તર ન વાળ્યો, ને આખું સૈન્ય ચુપજ રહ્યું.

"ભાઇઓ હું મારા પોતા માટે પાણી નથી માંગતો, પણ આ અવાચક બાળક માટે માંગુ છું. જુઓ-જુઓ પાણી માટે તે કેવું તરફડીયાં મારી રહેલું છે? તમારામાંથી ઘણાઓ બાળકના બાપ હશો બાળકને આમ રિબાતાં જોઈ બાપની લાગણીઓની કલ્પના તમે નથી કરી શકતા શું?"

બધા વૃદ્ધની સામે જોઈ રહયા.

"ભાઇઓ, તમારામાંથી કોઈ મુસલમાન હોય તો તેઓને હું મારો પરિચય આપું છું. હે મુસલમાન ભાઈઓ, તમે જેનો કલમો ભણો છો તે મહુમ્મદ રસુલુલ્લાહનો હું પ્યારો દૌહિત્ર અને હઝરત અલીનો પુત્ર હુસેન છું. તે પવિત્ર આત્માઓની યાદ આપી તમારા પાસે આ બાળક માટે પાણીની યાચના કરૂં છું. ભાઇઓ! જરા તો વિચારો, આ સવાલ કોણ કરી રહ્યો છે અને કોના માટે? દીવસો એક સરખા નથી રહેતા. યાદ રાખજો, અત્યારે તમારી સવાર થઈ તો સંધ્યા પણ થવાનીજ તે પહેલાં કાંઇક વિચારો-ઇસ્લામને ન ભુલો સત્ય ધર્મ ન ચુકો."

શત્રુઓ કાંઇક વિચારમાં પડી ગયા ને અરસપરસ ધીમી ગડબડ મચી.

"તમે એમ સમજતા હો મેં તમારો કશો અપરાધ કર્યો છે તો અપરાધી ભલે હુસેનને સમજો. આ નિર્દોષ બાળકને શા માટે? એણે તો તમારો કશો અપરાધ કર્યો નથી ને? તમને એમ વ્હેમ પડતો હોય કે હુસેન એ બ્હાને પોતાની તરસ હોલાવવાનું કરે છે તો તમારામાંથી કોઈ આવી આ બાળકને પાણી પાઈ જાઓ." એમ કહેતાંજ બાળકને બે કદમ દુર જમીન પર સુવરાવ્યું.

શત્રુના સૈન્યમાં જરા વાર માટે તો ખળભળાટ મચી ગયો. કઈકનાં હૃદયમાં દયાએ વાસો કર્યો, કંઇકને પોતે મુસલમાન હોવાનું

ભાન થયું. પણ ધગતા લોઢા ઉપર પાણીનું ટીપું પડતાંજ એજ ક્ષણે છમ થઇને આગમાં સમાઈ જાય છે તેવીજ અસર ઇમામ હુ-સેનના સંભાષણે લાલચ અને લોભથી ધગતા આ અધર્મીઓના હૃદય ઉપર કરી.

"હુસેન લે આ તારા બાળકની તરસ હોલાવું છું" કહેતાંજ મનુષ્ય વેષમાં છુપાએલા એક પિશાચે બાળક તરફ તાકીને...... સનન....ન કરતું તીર છોડયું.

અરે ઓ દુરાત્મા! આ તું શું કરી બેઠો? નિર્દોષ બાળકની હત્યા કરીને તું શું લાભ ઉઠાવવાનો હતો! અરે ઓ ઘાતકી! હુ-સેન તંબુ ભણી શા હાલે જશે? પેલી બાનુને શું મોહું બતાવશે? નીચ નરાધમ! જો-જો-બાળક કેવું તરફડીયાં મારી રહેલું છે. એની આંખો તરફ જો-પોતે અવાચક છે પણ આંખો બોલી રહી છે, એના પિતા પાસે ફરીયાદ કરી રહી છે જે 'કયા અપરાધને લઇને મારી આ દશા થઈ છે?' જો-જો બાપ અને બાળકની આંખો મળે છે! હાય-હાય આ મિલનમાં બાપની આંખમાં કેવો ગમ સમાએલો છે!

ઇમામ હુસેને ધીમે રહી બાળકના ગળામાંથી તીર કાઢ્યું. તે કાઢતા સાથેજ બાળકે પ્રાણ કિરતારને હવાલે કર્યો.

તીર ગળામાંથી નીકળતાં લોહીની ધારા છુટી અને ઇમામનો ખોબો તેથી ભરાઈ ગયો. લોહી જમીન તરફ ઢોળવા માટે હાથ લાંબો કર્યો વળી ખેંચી લીધો, આકાશ ભણી હાથ ઉંચા કર્યા પણ છેવટ શું મનમાં આવ્યું, જે લોહી પોતાના ચહેરા ઉપરજ ચુળી નાખ્યું.

બાળકને હાથમાં લઈ ઇમામ તંબુ ભણી વળ્યા. ગરીબ માતા! બીચારી આશા ભરેલી આંખે વાટ જોતીજ ઉભી હતી.

"બાનુ? તારા બાળકની તરસ હોલવાઈ. જન્નતનું શીતળ

જળ એને પિવરાવી આવ્યો છુ અને હવે અલી અશગર પાણી માટે તરફડીયાં નહી મારે” એમ કહી બાળકની લાશને માતાના ખોળામાં મુકી.

બાળકની આ દશા જોતાંજ માતાએ ચીસ પાડી.

“યા અલ્લાહુ! કોણ પથ્થર કલેજાના રાક્ષસે આ ઘોર કૃત્ય કર્યું ? ખુદા, તારી દયા તો જ્યાં નજર કરીએ છીએ ત્યાં વરસતી દીઠામાં આવે છે. માત્ર અમારીજ આ દુર્દશા શા માટે ? શા કારણે ? કયા અપરાધને લઇને ? દયામય! દુષ્ટ યઝીદ અમારૂં આ સત્યાનાશ કરી રહેલો છે તેનો તું વિચાર નહી કરે ?” આસપાસના તંબુઓમાંથી બાકી રહેલા કુટુંબીઓ એકઠા થયા અને માતા સાથે વિલાપ કરવા લાગ્યા. આ રૂદન જોઈ ઇમામ પોતે પણ ક્ષણવાર માટે તો શોક સાગરમાં તણાવા લાગ્યા.

“આવી કસણી ન દેજોરે કોઇને, સ્વામિ એ માગુ વરદાનરે”

બીજીજ પળે આસમાન ભણી નજર કરી શાંત થઈ ગયા.

“રૂબાબ! ધીરજ ધર. બ્હેન ઝેનબ સબર કરો. દુઃખ અને સંકટની હદ મનુષ્ય માટે હોય. હુસૈન અને તેના કુટુંબીઓ, મોહમ્મદની આલ માટે નહિજ! બ્હેન ઝેનબ! અત્યારથીજ હીમત કેમ ખોઈ દયો છો! તમારે તો હજી ઘણુંયે જોવાનું છે. અરેરે-તમારી સ્થિતિ તો....તમારી કસોટી તો હજી બાકી છે. આપણે જ્યારે મદીના મુકયું ત્યારેજ એમ ચોક્કસ કર્યું હતું કે દુઃખનો પહાડ માથે લઇને આપણે રવાના થઇએ છીએ. અને તે પહાડની સામે આપણે પણ પહાડની જેમ પણ ઉભું રેહવાનું છે. ખુદાના ભેદો ખુદાજ જાણે છે. અને તેની લીલા તેજ બેહતર સમજે છે. આપણા પ્રિય નાના પવિત્ર રસુલની ઉમ્મતનો ઉદ્ધાર તેના કુટુંબીઓની કુરબાની-

થી જ્યારે ખુદાએ નિર્માણ કર્યું ત્યારે આપણે દરેકે તે માલેકની મરજીને પ્રસન્ન ચિ-તે શરણ થવું ઘટે છે. વિપત્તિઓના વરસાદ જેમ જેમ વધે તેમ તેમ આપણું ધૈર્ય, ઉદારતા અને શૌર્ય વધુ અને વધુ દિપાયમાન થવાં જોઇએ. એમાંજ આપણી કસોટી અને નાની ઉમ્મતનો ઉદ્ધાર સમાએલો છે. માટે મારા વાહલાઓ! હીમત રાખોને જુઓ સ્વર્ગમાં તમારા નાના અને તમારા દાદા અને તમારી દાદી તમારી ધીરજ, તમારી શાંતી, તમારી વીરતા પર ધન્યવાદ વરસાવી રહ્યા છે."

"ઇન્નાલીલ્લાહે વઇન્ના એલયહેરાજેઉન રૂદન બંધ થયું. બધાયમાં ગંભીર ચુપકીદી ફેલાણી. એજ શાંત ચિ-તે એજ શાંતી વચ્ચે હઝરતે બાળકની લાશ હાથમાં લીધી. આકાશ તરફ ઉંચકી-

ये हय पिसरे साहेबे मेअराज का हदया.
मकबुल हो इस बंदए मोहताज का हदया.

"ઓ ખુદા! મ્હારા જેવા દિન આદમીની ત્હારી સેવામાં પોતાની પ્રિય વસ્તુની ભેટ છે!"

# વતનનો પત્ર.

"પિતાજી કામ ફતેહ કરી પાછા વેહલા આવજો હો! ભાઈ મને ભુલી તો નહિ જાઇશને? કાકા! મારી તબિયત સુધરી જાય તો બાપાને કહીને મને ત્યાં બોલાવી લેજો. તમે અથવા ભાઈ જરૂર લેવા આવજો. તમે બધાય ગયા પછી મારો એક એક દિવસ એક એક વરસ જેટલો લાંબો થઈ પડશે."

પિતા, કાકા, ભાઇઓ, ફુઇ અને બીજા ન્હાના મોટા સગાવાહલાઓ એક બીમાર બાળાને પાછળ મુકીને પરદેશ જાય છે.

સંસારનો નિયમ છે કે આમ પાછલ રહી ગયેલા ને જનારાઓ દિલાસો આપે છે "ગભરાતા નહિ, હિમત રાખજો–કાલ સવારે અમે પાછા ચાલ્યા આવશુ" વીગેરે. પાછળ રહેલ જ્યારે આવી એકાદ પિડીત બાળિકા હોય છે ત્યારે સધ્યારો વિશેષ પ્રમાણમાં અપાતો હશે. બાળિકાના મનમાં પણ એજ સધ્યારો હશે કે હું બીમારીમાંથી ઉભી થઈશ ત્યાં સુધીમાં તો મારા પિતાજી, મારા કાકા અને મારા બીજા બધા પ્રિયજનો પોતાનું કામ સફળ કરી આવીને મને ભેટશે.

આમ ઘણે ભાગે તજાએલા અને વિદેશ ગએલાનો પુનઃ મેળાપ પણ થાય છે. કોઈ વેહલા તો કોઈ મોડા પણ બધા પાછા ભેગા થાય છે.

પરદેશ તીર્થસ્થાને જાત્રા કરવા ગએલા સંઘમાંથી એકાદ બાળક અથવા એકાદ વૃધ્ધ ઓછું પણ થાય છે, પણ બાકીનાઓ તો ભેગા થાયજ છે. પરદેશ જઈ ત્યાંજ નિવાસ કરી નાખ્યો હોય એટલે ફરી વતન આવવાની જેની આશા માત્ર પણ ન હોય તેવા પણ પાછા ભેગા થએલા દીઠામાં આવે છે.

પરંતુ આ બાળાને લલાટે કંઈ જુદુજ લખાયું હતું એને પાછળ મુકી ગએલા સંઘમાંથી માત્ર અનાથ સ્ત્રીઓ અને નાહના બાલકો, સિવાયના બધાએ પરદેશમાંજ પોતાનો મુકામ કર્યો. આ બાળા આ જીવનમાં પિતા, કાકા, ભાઈ, એમાંથી કોઇને ફરી જોવા ન પામી.

પણ તેઓ કયાં કામે ગયા હતા ? તે કામ શું ફ-તેહ થયું ?

હા થયું ! પણ કેવી ફતેહ ?

બાળા ! તું એ ન જાણે !

× × × × ×

"આ ભુમિ તો મને એધાણ આપવામાં આવ્યું છે તેજ." તુ-રતમાં આવી ચડેલો મુસાફર બળતા રણની ચોમેર નજર ફેરવતો ફેરવતો બોલ્યો. "પણ તેઓ કેમ નજરે નથી પડતા ? મારે તો આ પત્ર એમને હાથો હાથ પોંહચાડવાનો છે."

"કોનો પત્ર લાવ્યો છે, મુસાફર ?"

જે પિડીત બાળિકાને તેના સગાઓ દેશમાં પાછળ રાખી આવ્યા હતા તે બાળાનો આ પત્ર હતો.

ગરીબ બાપડી ! વાટ જોઈ જોઈ થાકી. કોઈ લેવા આવ્યું નહિ તેમ તેઓ પાછા પણ ન આવ્યા, એટલે અકળાઇને છેવટ એક વિશ્વાસુ કાસદ સાથે પિતા પર પત્ર લખી મોકલ્યો.

મુસાફર–કાસીદ, જેની ખોળ કરી રહયો હતો તેનો પતો તો આખર મળ્યો. પણ કેવી સ્થિતિમાં ?

છેલ્લા બેત્રણ કલાકમાં શરીરની અવસ્થા છેક વૃધ્ધ થઈ ગઈ છે, આખું શરીર અતિ દુર્બળ થઈ ગયું છે, કેડ વાંકી વળી ગઈ છે, અને કેમ જાણે આ દુન્યાનો રહીશ હોયજ નહિ એવી મુખા-

કૃતિવાળા, એક હાથ કેડે અને એક શમશીર પર ટેકવી, શત્રુઓ ની વચ્ચોવચ પોતાના માલેક, પરવરદેગારનું સ્મરણ કરતો ઉભેલો આ માહાત્મા મુસાફરને બતાવવામા આવ્યો.

"યા હુસેન સલામ !"

અરે ! આ વખતમાં હુસેનને સલામ કરવાવાળો વળી કોણ નીકળી આવ્યો ? પહાડને ઉખેડી નાંખે તેવો યોદ્ધો એવો શુરો ભાઈ, દુ-શમનની છાતી ફાડી નાખે એવી ઉછળતી જુવાનીમાં આવેલો, અ-તિ ખુબસુરત, યુસુફેશાની, મહાન પયગમબર જેવી મુખાકૃતી ધરા-વવાવાળો યુવાન પુત્ર, વીર ભત્રીજો, ભાણેજો, ભાઇઓ, દુધમલ બા-ળક, એ સર્વે તો એક ટીપાં પાણી માટે તરફડયાં મારી મારીને છેવટ જામે કૌશરથી પોતાની તરસ ઓલવી. અત્યારે હુસેનને મિત્ર ભાવથી, માયાથી, સલામ કરનાર આ કોણ નીકળી આવ્યું હશે ?

"બાપુ તું મને પુછે છે ?" ઇમામે સલામનો જવાબ આપતાં પુછયું.

"આ પત્ર આપને હાથોહાથ પોંહચાડવાની મને મદીનાથી ખાસ આજ્ઞા થઈ છે" એમ કહી કાસિદે નમીને ઇમામના હાથમાં પત્ર આપ્યો.

જરાક મોડું આવવું હતુ રે કાસીદ ! એકજ કલાક ખમી ગયો હોત તો હુસેનની આટલી બધી શોધખોળ તારે કરવી ન પડત ! તારો પત્ર સીધો ડેડલેટર ઓફીસમાં–મકતલમાં આવ્યો જાત !

પાછળ મુકી આવેલ બાળાના આ પત્ર પરથી પિતાના મનમાં શું થાતુ હશે ! સુગરાએ એવું તે શું લખ્યું હતું કે પિતાની આં-ખમાં જળ જળીયાં ભરાઈ આવતાં હતાં ?

પત્રમાં શું એમ લખ્યું હતું કે "પિતાજી તમે બધા ખેર

આફ્યતમાં હશો ?" ગરીબ બિચારી ! એને શું ખબર કે અત્યારે પિતાજી કેવી ખેરઆફ્યતમાં હશે !

પત્રમાં વખતે એમ પણ લખ્યું હશે "પિતાજી તમે તો વાયદો કરીને ગયા હતા કે તને હું જરૂર બોલાવી લઈશ. હજી સુધી કોઈ લેવા કેમ ન આવ્યું ? ભાઈ અલી અકબરને કાં ન મોકલ્યો ? ભાઈ મારેથી રીસાણો તો નથી ને ?"

ભાઈ અલી અકબર ! તારામાં રીસાવાની આદત તો હતી નહી. અને તે પણ સુગરાથી ? કદીજ ન બને ! તને આજે શું થઈ ગયું છે ? હુસેન ! આ સંદેશો અલી અકબરને કેમ નથી પોંહચાડતા ? માત્ર જે દિશામાં એ રીસાઇને સુતો છે તે તરફ નજર કેમ કરો છો ?

પત્રમાં આમ પણ લખ્યું હોય. "કાકા અબ્બાસે પણ વચન આપ્યું હતું કે અમને પાછા ફરતા વાર થશે તો તને બોલાવી લેશું. હુંજ લેવા આવીશ."

"તેઓ પણ શું મને વિસારી બેઠા ?"

કાકા અબ્બાસ ! મુંગા કેમ બની ગયા છો ? કહો તો ખરા હુસેન સુગરાને શું જવાબ વાળે ? કાસીદ બીચારો ખોટી થઈ રહ્યો છે. સકીનાની પ્યાસ બોલાવવાની કોશેશમાં સકીના પરથી બધું કુરબાન કરી નાખનારા ઓ અબ્બાસ ! બીછાના પરથી ઉઠો ! સુગરાના કાસીદને જવાબ દેવાનું મોટા ભાઇને સુચવો ! શું સકીનાજ તમારી ભત્રીજી અને ગરીબ સુગરા નહિ ? તમારા જેવા સત્યાગ્રહીને આ પક્ષપાત ઓ અલમ બરદાર ન છાજે !

"પિતાજી !" પત્રમાં આ તો ચોક્કસ હશેજ "વ્હાલા અસગરને મારી વતી ઘણું પ્યાર કરજો."

સુગરા—સુગરા—એ છ માસનું બાળક અત્યારે ભર મીઠી ઉંઘ-માં પડયું છે એને હુસેન કેવી રીતે પુકાર કરે ? જરા ખમી જા, બસ જરાકજ ખમ. જે ઘડી જાય છે તે તે ઘડીમાંજ ઈમામ તારી ઇચ્છા અમલમાં મુકશે.

અસગરનું નામ આવતા ઇમામની નજર જરામાં જમીન તરફ જરામાં આસમાન તરફ કેમ જાય છે ?

હાથ મોઢા તરફ કેમ ઉપડે છે ?

યા અલ્લાહુ ! આ શો ગજબ ! મોઢા પર હાથ લગાડતાજ મઝલુમનો હાથ ખરડાઇ શેનાથી ગયો ? શું તે નિર્દોષ બાળકનું નિર્દોષ ખુન ચેહરા પર હજી તાજું હતું. ખુને નાહક ! વૃદ્ધ ઇમા-મના ચીરાઈ જતા હૃદયની તને જરા પણ દયા નથી ? શું ક્રૂરતાની પરિસિમાની સાક્ષીરૂપ એ ખુન તું કયામત સુધી લાલજ રહીશ ?

"ભાઈ કાસમને મારા સલામ કેહજો એને તો હું જરૂર યાદ આવતી હોઇશ."

મહાત્મા ! જરા કાસમને પુછી જોશો ?

લાડકી ભત્રીજી પુઇને નજ ભુલે. પત્રમાં આ પણ હોવુંજ જોઇએ "પિતાજી પુઇમાને મારા આદાબ કેહશો. ભાઇઓ અને મોહમદ કુશળ હશે."

"ઓ મહમદ ! તમારી કુશળતા સુગરા પુછે છે, જવાબ દયો ! કોઈ બોલતું કેમ નથી ?

"પિતાજી હવે તમારૂં કામ ફતેહ થઈ ગયું હશે..."

પત્ર પુરો થયો !

સુગરા ! કામ લગભગ ફતેહ થઈ ગયું છે. અને ટુંક સમયમાં

પુરૂં ફતેહ થઈ જશે. બાળા ધીરજ ધર. પિતાજી તો અહીંજ રો-કાઈ જનારા છે. તું ધીરજથી બાકીના દિવસો પુરા કર તો એક દિન પિતાજીને જઈ મલીશ.

પત્ર પુરો થતાં ઇમામની નજર રણમાં ચો તરફ ફરે છે.

રહા ફુલ કોઈ ન બાગે નબીમેં
યે ઉજડા હુવા સબ હમારા ચમન હય.

પાણી તો આંખમાંથી ખલાસ થયા છે. હવે રડીને શું કરવુ હતું? માલેકની મરજી માટે ઉમ્મતે રસુલના ઉદ્ધાર માટે ફુલ્યો ફાલ્યો બાગ આખો તો લુટાવી દીધો હતો. હવે તો માત્ર બાગનો **માલીજ**......

પરવરદેગાર, તારી દયાનો પાર નથી. રબ્બુલ આલમીન, તારી લીલા કોણ કળી શકે? તુંજ મહાન છે. તુંજ સર્વવ્યાપક છે. ગુફુરૂ ર્રહીમ, તે નિર્માણ કરેલું કામ કોણ અટકાવી શકશે?

સુખમુદ્રા બીલકુલ ગંભીર શાંત થઈ ગઈ. ઇમામ એક ધ્યા-નથી આસમાન તરફ નીહાળી રહયા. કમ્મરમાંથી કમરબંધ છોડીને ફેંકી આપે છે તલવાર હાથમાંથી સરી નીચે પડે છે. શરીરની અ-સહય વેદના અત્યારે બીલકુલ ભુલાઈ ગઈ છે, સામેથી વરસતા શ-ત્રુઓના તીરોનો વરસાદ પણ હુસેનના ધ્યાનમાં ભંગાણ પાડી શકતો નથી. સુગરાનો કાસીદ પત્રના જવાબની વાટ જોઈ ઉભો છે તેનું પણ ભાન રહયું નથી. કલ્પના ન કરી શકાય તેવી વિપતિઓના ધોધમાર વરસાદમાં ભીંજાતો જગતનો આ મહાન નર અત્યારે અ-પુર્વ શૌર્ય અને ઉદારતાનું દર્શન કરાવી રહેલો છે. મુસાફર બે ઘડી તો સ્તબ્ધ થઇનેજ ઉભો.

પોતાના પત્રનો જવાબ કાંઇ છે કે નહી તે પુછવા જાય છે

ત્યાં તો ચોમેર અંધકાર વ્યાપી ગયો અને આકાશમાંથી-પાતાલમાં-થી બળતા રણમાંથી સામે વ્હેતી પુરાત નદીમાંથી ચોમેરથી એક હૃદયભેદક શોર સર્વવ્યાપક થવા લાગ્યો.

સાવધાન-કાસીદ! સાવધાન! આ રંગભુમી ઉપરથી શીઘ્ર પ-લાયન કરી જા. શોક સાગરનું છેલ્લું દ્રષ્ય તારૂં ખુન ઠારી નાખશે, મગજ દીવાનું કરી મુકશે. હૃદયનાં ટુકડે ટુકડા કરી નાખશે.

કેમ? હજી ઉભો છે? અરે ક-મ-બ-ખ-ત નહાસ-ઝટ ન-હાસ-જાણુતો નથી કે બલિદાન ઉપર બલિદાન આપી ન ધરાતા મહમદ રસુલુલ્લાહનો પ્યારો દોહીત્ર અને શેરે ખુદાનો **કેસરી સીંહ હવે સ્વાપણનો મહામંત્ર** જપી રહેલો છે?

# પુર્ણાહુતિ!



સુગરાનો કાસીદ ગયો. વતનમાં તજાએલી વાહલી બેટીનો સંદેશો વંચાણો કે નથી વંચાણો તેની ખબર નથી. શું જવાબ અપાણો તેનું પણ ભાન વીસરાઈ ગયું છે.

કેડ પર હાથ હતો તે ત્યાંજ છે. તલવારથી બીજા હાથે ટેકો કરેલો છે તે પણ ત્યાંજ છે. સવારના અને અત્યારના રંગમાં ફેર પણ જણાય છે. નિરાશા તો નોહતી પણ અત્યારે કોઈ ઉંડા શોકના ચિન્હો મોઢા પર જણાતા હતા. કેમ જાણે શોકની-ગમની-ખાસ શબીહ હોય, કોનો શોક હતો? કેવો શોક? ત્રણથી ચાર કલાકની અંદર-અરે અડધો દિવસ પણ પુરો નોહતો વહ્યો-તે ટુંક અતિ ટુંક સમયમાં બનેલી બીનાઓનો શોક? કેવી બીના? કંઈ બીનાઓ?

કાળજું ચીરાઈ જાય! જવાન પુત્રનો ઘાત! એક ઉમરમાં પણ આનો શોક ભુલાય ખરો? કમોતે? કોણ કમોતે નોહતુ મુઉં? શું આ શોક તે પુત્રનો શોક હતો? અથવા શું આ ગમની સુરત ભાઇનો ઘાત યાદ આવવાથી થઈ હશે? આ પણ ન રૂઝાય તેવો ઘા હતો.

આને પણ ત્રણ કલાક નોહતા થયા! કલાકેક માંડ થઇ હોય તો!

બાળ વિર ભત્રીજાનો ઘાત? કોમળ વયના પ્રિય ભાણેજોનો ઘાત? સ્નેહી-વફાદાર જાનનિસાર મિત્રોનો ઘાત? કોને કોને યાદ કરવા? શુ એ બધાનો એકઠો થયેલો શોક અત્યારે આકાર ધારણ કરી મોઢાપર વ્યાપી રહયો હતો? કોણ કહી શકે!

પાછળ રહેનારાઓનો તો અલ્લાહ માલેક છે.

બળનાર ઘરનો શોક? ઘર તો અડધી સદી પેહલાજ બળી ગયું હતું. અત્યારે તો તેની માત્ર છાયાજ બાકી હતી. તે પણ જે ઘડી જાય છે તેમાં ભસ્મ થનાર હતી તેનો શોક? અથવા અબળાઓની થનારી અધોગતિ, અનાથ બાળકો પર પડનાર વિપત્તિઓનો શોક? કેમ કેહવાય! સમસ્ત પ્રજાની દુરાવસ્થાનો શોક? પ્રભુ! તું તો દયાળુ છો! આવી મોટી કીંમત તારે ચરણે રાખી હવે શું દયા નહિ કરે! તારૂં નામ લેવાય, તારૂં કામ થાય, તારીજ સ્તુતિ ગવાય તે માટે આ મહાયજ્ઞ કર્યો, હવે તું દયા નહિ કરે શું?

ગમે તે વિચારો થતા હોય. પણ મહાત્મા શાંત મુદ્રા રાખી ઉંડા શોક વિચારમાં તણાવા લાગ્યા. પિતાને સિજદામાં સમાધી થાતી તેવી સમાધી પુત્રને ઉભા ઉભા થવા માંડી. સિજદાની સમાધિ પણ કયાં છેટે હતી?

વિચારમાં-સમાધિમાં ભંગ થયો.

પાછલી દિશામાં નજર પડી.

"વાર છે, પ્રિય બહેન, હજી જરા વાર છે-પાછા જાઓ-અંદર જાવો-તમારૂં કામ અંદર છે. હું હજી છું. આ દળમાં તમારૂં કામ નથી. જેનું કામ હતું. જે કામ કરી શકતા હતા તે તો હાય, નથી! અબળા! પવિત્ર માતાની પવિત્ર બેટી અંદર જા!"

કોણ? આ વખતે તેનું શું કામ હતું?

"પરમાત્માની દયા બહુજ વિશાળ છે. પાપીઓ, પામર પ્રાણીઓ ચેતો, મારા નાનાએ તમને ચેતવ્યા, મારા પિતાએ ચેતવ્યા, પ્રિય ભાઇએ ચેતવ્યા, શું હજીએ આંખો ખોલી નહિ જુવો? દિલની આંખો ખોલો. આ સ્વપ્નું ઘડીકમાં પુરૂં થાશે. હું તમે હજીયે પ્રાર્થુ છું."

ઉત્તર! હા ઉત્તર વળ્યો! કાનમાં શ્રવણ થયો કે શરીરના કોઈ ભાગમાં કે શરીરના અનેક ભાગમાં ઉત્તર પ્રવેશ થયો તે કોણ જોનાર હતું? તેની ગણના કોણ કરનાર હતું? ઉત્તરના પ્રતિ-ઉત્તર રૂપે, લાલ રંગનો ઉછળતો પ્રવાહ લોહીનાં ટીપાં–હવે જથ્થો કયાં હતો–નીકળ્યો.

બીજો ઉત્તર શો મળ્યો?

ઉત્તર લઈને તે આવ્યો!

તે! તે કોણ? તેનું નામ શું કામ લેવરાવો છો?

મહાત્મા! આને શું કોઈ વખત અગાઉ જોયલો કે? બનવા જોગ છે. પિતાને દ્વારે કોણે આશરો નથી લીધો? કયો પિડીત પાછો ફર્યો છે?

મહાત્મા! પિતાજીની દરબારમાં આપે આનેજ પાણી પીવરાવ્યું હતું તે યાદ આવે છે? ઓળખાણ પડી?

કપાળ પર શ્વેત દાગ દેખાણો. વાળ વગરની પાશાણ જેવી છાતી દેખાણી!

એ તો એજ!

"ફાતમાનો પુત્ર શું માગે છે?"

હિચકારા! એ પવિત્ર નામ તારા દુષ્ટ હોઠમાંથી કાઢતા તને ફાતમાના પિતાનો જરા પણ વિચાર આવ્યો?

નરાધમ! માનવ જાતીના માથે કલંકરૂપ તું કયાં?

અપમાનની પરિસિમા થઈ!

પણ સત્યાએ સત્ય ન તજ્યું.

"પાણી!" માત્ર એકજ શબ્દ મહાત્માના મોઢામાંથી નીકળ્યો.

"તમને પાણી નહિજ મળે," પિશાચે જવાબ આપ્યો.

મહાત્માના મોઢામાંથી કાંઇક નીકળ્યું. શું કેહતા હતા તે બધું તો સંભળાણુ નહિ. હા આટલા શબ્દો તો જરૂર ઉચ્ચાર્યા હતા.

દ્રષ્ટી દુર ફેંકી–સદીઓના પડદા ચીરતી ચીરતી–મહાત્માની નજર મહાપ્રલયના સમય સુધી-કયામતની સાંજ સુધી પોંહચી.

"મિત્રો! ઠંડુ પાણી પીવો તો મારી તરસને પણ યાદ કરજો" હવે કેડે હાથ રાખવાથી પણ ઉભું ન રહેવાણું. તલવારનો ટેકો પણ નકામો થઈ પડયો.......

* * *

હુસેનની પણ પ્યાસ ઓલવાણી. બ્હેન ઝેનબ દોડજો...

# આગ.

દોડાદોડ થઈ રહી છે. ટોળેટોળાં બુમો મારે છે. "આગ!" કોઈ પુછે છે કયાં લાગી? કોઈ પુછે છે કેટલું નુકશાન થયું હશે? કોઇના મોઢામાંથી નીકળે છે કે "અરે રે બીચારો" અથવા "બીચારા" એમ પણ આવાજ આવે છે કે કોઇએ જાણીને લગાડી છે. "કેમ લાગી?" એ સવાલ તો સાધારણ છે. થોડીવારમાં દોડાદોડીના પરિણામે ફાયર ઇન્જીન આવી લાગે છે. તે ન હોય તો પાણીની ગાડીઓ આવી લાગે છે. છેવટે પાડોશીઓ હાંડા ભરી ભરીને પાણી છાંટે છે. કોઇ બળતાં માળમાંથી બચે તેટલું બચાવવાની કોશેષ કરે છે.—મદદ કરે છે. આમાં કોઈ નીચ વૃત્તિવાળા માણસો નજર ચુકાવીને માલ ચોરી પણ કરી જાય છે. જેના ઘરમાં અથવા દુકાનમાં આગ લાગી હોય છે તેની સાથે દિલસોજી દેખાડવા માણસો તત્પર થાય છે. તેને દીલાસો આપે છે. ગરીબોના ઘરો બળી જાય છે ત્યારે તેઓને મદદ કરવા માટે ઉઘરાણા થાય છે. સંકટ નિવારણની યોજનાઓ થાય છે. થોડી મુદત વહી ગઈ કે આગ ભૂલાઇ જાય છે. માણસો પોતપોતાના કામ પર લાગી જાય છે. ફરી કમાઈ લેશું તેમ વેપારી હીમત કરી પાછો વેપાર આદરે છે—કમાય છે અને ચક્કર પાછું ચાલે છે. આવી આગમાં માણસનું નુકશાન જવલ્લેજ થાય છે. પહેલે ઉપાય એજ થાય છે કે માણસોને બચાવી લેવા. અને ઘણે ભાગે દરેક જણ સલામત બચી આવે છે.

આગ અકસ્માતથી લાગે છે અને કોઈ કોઈ વખતે કોઈની લગાડેલી લાગે છે. શત્રુતાને લીધે પણ કોઈ વખત આગ લાગે છે અને કોઇ કોઈ વખતે માત્ર રાજાની ઇચ્છાને અનુકુળ

આવવા માટે પણ આગો લગાડવામાં આવે છે. મધ્ય એશીયામાંથી દુન્યા પર ત્રાસ ચલાવવા નીકળી આવેલ કહેરે ખુદા રૂપ મંગોલયન લુટારા--બાદશાહોએ કોઇ કોઈ ઠેકાણે દીલ બહેલાવવા અથવા પ્રજામાં ત્રાસ બેસાડવા, આગો લગાડવાનું ઇતિહાસમાં નોંધાયેલ છે. માણસો આ આગમાંથી પણ પોતાના માલનો અમુક ભાગ બચાવી શકવાનું ઇતિહાસમાં નોંધાણું છે. આ આગ એક બે કે ચાર દિવસમાં હોલવાઈ ગઈ છે. ભૂલાઈ ગઈ છે. ઠરી ગઇ છે. એ આગ કોઈ કોઈ વખતે બલાના સ્વરૂપમાં ખુદાની નેઅમતનું પણ કામ કરી ગઈ છે.

એવી આગોથી ઘણી ભયંકર ચેપી બીમારીઓનો નાશ થઈ ગયો છે. ઘણી ઘીચ વસ્તી વાળા ગામો ફરી ખુબસુરત રીતે બંધાણા છે. પ્રજામાં ત્રાશ બેસાડવાના હેતુ ઉપરાંત માત્ર બે ઘડી આનંદ માટે આગ લગાડવાનો દાખલો પણ ઇતિહાસમાં નોંધાયો છે. આખા ગામમાં આગ લગાડવાથી કેવો દેખાવ-કેવો સીન થાય છે તેજ જોવા માત્ર નીરોએ રોમને બાળી નાખ્યું હતું. અને મહેલની અગાશીમાંથી વીણાના ધીમા ધીમા શુરો વગાડતાં વગાડતાં એ તમાશો તેણે જોયો હતો બાદશાહના મનની મોજનું આ પરિણામ-આ આગ પણ તુરતજ હોલવાઈ ગઈ હતી. નુકસાન થયું પણ તે પણ ભુલાઈ ગયું. કાંઈક બળ્યું પણ હતું. પણ આગ ઠરી ગઈ અને તેની હસ્તીની ખબર પણ દુન્યાની સપાટી પરથી ઉપડી જાત. ઈતિહાસના પાના ઉથલાવનારનેજ માત્ર તેની ખબર છે. કોને કેટલું લેવું દેવું તેમાં?

ભુલાઈ ન જાય—ત્રાસ બેસાડવાના હેતુથી કે વેરના હેતુથી લગાડવામાં આવેલી એક આગ ઈતિહાસે નોંધી છે તે એક વિચિત્ર આગ હતી. તે કોઇ શહેરમાંથી પ્રગટ થઈ જંગલમાં

ભભકાવામાં આવી હતી. શત્રુતાને અંગે પણ ત્રાસ બેસાડવાના હેતુથી ઘરના એકજ ખુણામાં છમકલું થયું તે અગ્નિ ત્યાંથી નાશ ન થયો પણ અલોપ થઈ બીજે સ્થળે તેની આંચ પરીપકવ થઈ પુર જ્વાળામાં પા સદી કેડે પ્રગટી નીકળી ત્યાં સુધી પરોક્ષ બલી! અને તે આગ કોઈ ઘરમાં ન લાગી છતાં ઘરનું ઘર સળગી ગયું. કોઈ માલનો નાશ કરવાના હેતુથી લગાડવામાં નહોતી આવી છતાં બધો માલ ભસ્મ થઈ ગયો. તે આગમાં પાણી છાંટવા માટે ફાયર ઇનજીન ન આવ્યા કે ન કોઇએ બુમો મારી કે "આગ લાગી, દોડજો." છતાં તેની જ્વાળા આકાશ સુધી ઉછળી. તે આગ હોલવવા પાડોશીઓ પાણીના હાંડા લઇને દોડયા નહી કારણ પાડોશીઓમાં કોઈ હતુ નહી. તે આગ હોલાવવાની ઘરધણીઓએ કોશેશ જ ન કરી કારણ ઘરધણી કોઈ હતું નહી બધા બહાર ગયા હતા. બહાર ગયા હતા કે કયાં ગયા હતા તે કહી શકાતું નથી. તે આગ હોલવવાવાળા અગર કોઇ હતા તો તે અબળાઓ અને બાળકોજ હતા. પણ બીચારા કરે શું? પાણી નોહતું! કે આગ હોલવવાની કોશેશ કરે. પાણીની મોટી નદી એક ફરલાંગજ માત્ર દુર હતી પણ તે પાણી આ આગ હોલાવવામાં કામ ન લાગી શકાણું? આ આગમાં એક બે જાનનો નાશ થયો હોય તેવી પણ નોંધ ઇતિહાસમાં થઈ છે. એક બે બાળકોને એમજ લાગ્યું કે ત્યાંજ સુઈ રહેવું! આ આગ હજી હોલાણી નથી. પરોક્ષરૂપે હજી તેના ભડકા ભડભડ બળી રહ્યા છે. તેની આંચ દિનપ્રતીદિન તેજ થતી જાય છે. તેની લાલી આકાશને વિંધી પેલી પાર જ્યાં સૌનો તમાશો જોનાર બ્રહ્માંડનો નાથ રહે છે ત્યાં તેના આશન કને જઈ તે મહાન આશનને આંચ લગાડે છે. આ આગ હોલાશે નહી. હુસેન અને તેનાં કુટુંબી પુરૂષો—યુવકો અરે બાળકોને આગ હોલાવી ન શકે

તેવી સ્થિતિએ પોંહુચાડી બાદશાહનાં સેનાધિપતિએ તેના ઘરની અબળાઓનાં તંબુઓમાં લગાડેલી આગ કયામત સુધી હોલાશે નહી. યઝીદ બાદશાહ તારા પર ખુદાની લાનત હોજો. એમાં તને શું આનંદ મળ્યો ? હુસેનની હયાતીમાં લગાડી હત તો કદાચ તેનો ભાઈ તારી ખબર લેત તે માટે આ હીચકારાપણું કર્યું ? અથવા તારી નાપાક ગાદીએ બેસી ગયેલામાંથી એક જણે એવીજ રીતે એક અબલા એક પવિત્રતાની દેવીના બારણાને બાલી નાખ્યું તે સિલસિલો કાયમ રાખવા અથવા તેના ખરા વારસ તરીકે પોતાને ખપાવા તેં આ બાયલાપણું કર્યું ?

ખુદાયા ! આ આગ કયારે હોલાશે ?

# સાંજે ચાર વાગે.

વાંચનાર તે કોઇ મોટો મેળો જોયો છે ? જોઇને મેળો પુરો થવા પછી ત્યાંથી તુ પસાર થયો છે—જયાં થોડા કલાકો પેહલા માણુસને ચાલવાની જગ્યા નોહતી જ્યાં રસ્તાની બંને બાજુએ દુકાનોની ઠઠ લાગી હતી અને દરેક દુકાને સંખ્યાબંધ માણુસો ટોળુ વળી કાંઈ ખરીદતા કાંઈ ભાવ કરતા કાંઈ ખાલી ઠઠા કરતા દીઠામાં આવતા હતા—જયાં ઠેકાણે ઠેકાણે કવિઓ ભેગા થઈ દોહરા બાજી ચલાવી રહયા હતા—જ્યાં ઠેકાણે ઠેકાણે તંબુઓ નાખીને તમાશબીનોને હાથ ચાલાકીના ખેલો કે બીજી મોજ આનંદની વસ્તુઓ દેખાડવામાં આવતી હતી. ત્યાં હીંડોલા—ચકરો અને એવીજ વસ્તુઓ પર બેસી બાળકો કલ્લોલ કરી રહયાં હતાં ત્યાં અત્યારે એક માણુસ પણુ દેખાતું નથી. જગ્પા ઉજજડ લાગે છે જ્યાં રસ્તામાં પાસે પાસે ચાલ્યા જનારાઓને મોટે આવાજે વાતો કરવા વગર એક બીજાની વાત સાંભળી શકાતી નોહતી એટલો શોર હતો ત્યાં આજે એકજ જણુને ચાલતા ચાલતા પોતાના પગના પડઘા સંભળાય છે—આ દ્રષ્ય દિલ પર શોકની અસર કરે છે એવો પણુ આપણો અનુભવ હશે.

એવોજ એક મેળો એક ઠેકાણે ભરાએલો હતો. સાંજના ચાર વાગે શું થયું તે પેહલા તે મેળો ભરાયેલો હતો તે ટાઇમ પર શું નજરે પડતું હતું ? તે મેળામાં દુકાનો કે તમાશો તો નોહતો પણુ તે મેળામાં માણુસોની મેદની તો હતીજ—શોર બકોર પણુ હતો—હસી ખુશીને બદલે રડાકુટીનો શોર મેળાની એક બાજુથી તો ઘોડાના ટાપુ અને હથ્યારોના ઝણુઝણુાટનો શોર મેળાની બીજી બાજુથી આવતો હતો. એક ઠેકાણે એક કુટુંબ—આખું કુટુંબ—આઓ—

મરદો બાળકો બાળકીઓ જવાનો એ બધાનું મળેલું એક કુટુંબ ભેગુ થયું હતું. કુટુંબનો વડો પણ હતો. સાંજના ચાર વાગતા પેહલા સવારના ચાર વાગ્યાનું દ્રષ્ય જરા જોશું ?

કુટુંબનો વડો એક તરપૂ પહેલે ખુદાની યાદ કરી સર્વને ભેળા કરી તે દીવસનું પ્રોગ્રામ નકકી કરતો હતો. તેની સામે તેનો જવાન ભાઈ હતો. બહાદુરીમાં આખા દેશમાં જેનું નામ ગાજતું હતું. જેના નામની ગર્જનાથી શત્રુઓ કાંપતા હતા જેના રોઆબથી આખો દેશ ગરદન ઝુકાવી નાખતો હતો. જેને કુળાભિમાન હમેશા ઉચું મોઢું રખાવતો હતો તેવો તે વડાનો સીપેહસાલાર જેવો લેફ્ટન્ટ જેવો આ તેનો સેવક--ભાઈ હતો ને ભાઈની કુમક પર વડાએ બહુજ આશા બાંધી હતી તે ભાઈ હતો. ખુબસુરતીમાં એક કહેવત રૂપ થઈ પડેલા યુસુફની ખુબસુરતીને કોરે રાખીને તેવી ખુબસુરતી ધરાવનાર વીશેક વરસનો જવાન દીકરો હતો. પીતાની બાજુમાં ઉભો રહી પીતાનુ કાર્ય સિધ્ધ કરી આપવું. એવો મક્કમ ઈરાદાવાળો જુવાન પણ હતો. અને ભત્રીજો પણ હતો ભાણેજ પણ આ મેળામાં હતા. મેળો દેખાડવા બહેન પોતાના બન્ને દીકરાઓને ભેગી લઇને આવી હતી. આ મેળામાં બાળકો પણ કલોલ કરતા હતા પણ બાળકોના શોરમાં માત્ર એકજ શબ્દ કાને અથડાતો હતો. મેળામાં થોડા મિત્રો પણ હતા. વડીલના જુના મિત્રો--મદ્રેસામાં ભેગા ભણનારા, સાથે રમેલા એ કાંઈ પોતાના જુના મિત્રનો સંગ તજી શકે તેમ છે? ઘર ભર્યું હતું. નાખુદા-- આ કિશ્તીના નાખુદા સાથે કુટુંબના વડાને સરખાવવાનું મને કાંઇક પ્રસંગોપાત લાગે છે કારણુ આ કિશ્તી લાંબો વખત કાઢે એમ મને લાગતું નથી. બધા એકઠા થએલાના મોઢાપર એકજ પ્રકારની ગંભીરતા નજરે પડે છે. કોઇ હસ્તું કેમ નથી વારૂં ? હસો નહી

તો રૂવો ખરા! તે પણ નહીં આ તો બધા મરણ્યા જેવા દેખાય છે. મોતના પંજામાં ધસી જતા હોય તેમ લાગે છે.

સાંભળો! સાંભળો! ધીમા આવાજથી નરમ આવાજ તો પડદાની પેલી પાછળ કાંઈ રોવાના સુરો આવી રહ્યા હોય તેમ જણાય છે. સ્ત્રીઓના કોમળ ગળામાંથી દબાઈ રહેલા આવાજથી–બાહાર બેઠેલા નાખુદાના કાનમાં એ આવાજ ન જાય તેવા હેતુથી કદાચ–અથવા નામેહરમના કાનમાં આવાજ ન જાય અને પડદાનું રહસ્ય બરહે તે માટે કદાચ અંદરથી અબળાઓના રોવાનો અવાજ બાહાર પ્રકાશ પામતો નોહતો પણ મને લાગે છે તે રોતી હતી અને અબળાઓ પણ આ મેળામાં હતી. કેટલી હતી કેવી હતી તેથી મારે શું કામ છે. બાળકો સહીત અબળાઓ હતી–એટલે બસ છે.

આ દ્રષ્ય પ્રભાતના ચાર વાગ્યાનું હતું–ઉપર જણાવેલ વ્યક્તીઓ બધી હાજર હતી પણ માત્ર થોડાજ કલાકમાં આ શું ફેરફાર દેખાય છે મેદાન ખાલી–મેળો ભાંગી મેળો ખલાસ થયો. મેદાનમાં કોઈ નજરે પડતું નથી. બધું સુન થઈ ગયું છે. આકાશમાં અંધારૂં વ્યાપી ગયું છે. પંખીઓ ડરને માટે ચુપચાપ થઈ ગયા છે. હુબ્યારોનો ઝણઝણાટ અથવા તો ઘોડાના ટાપુની ટપકારા પણ નથી સંભળાતા. પેલો વૃધ્ધ–કુટુંબનો વૃદ્ધ ક્યાં છે. તેનો ભાઈ ક્યાં છે તેનો દીકરો ક્યાં છે તેના ભાણેજોને આએ મેળાના કયા ભાગમાં ગુમ કરી નાખ્યો? બધાઓ ખોવાઈ ગયા શું? હા ખોવાઈ ગયા! કાયમને માટે ખિજવાઈ ગયેલા રંગભુમીના પાત્રોનું શું થયું તે જોવું છે? જુઓ દુર નજર કરો ત્યાં એકલો અટુલો નીરાળો પેલો જોઈએ ભાઈ સુતેલો છે. સુતેલો છે પણ જવાબ નથી મળતો. તેના હાથો ક્યાં ગયા? બને તરફ હાથ

દેખાતા નથી એ શું ? મેળામાં તે હાથો ચોરાઈ ગયા હ ા ! તેની પાસે તેની છાતીથી વળગેલ ભીની ભીની પાણીની ખાલી મશક જેવું શું દેખાય છે ? વખતે તેમાં પાણી ભરેલું હશે. અને પેલા દેખાય છે તે છેદમાંથી પાણી વહી ગયું હશે. પેલી તરફ પેલો જુવાન્યો પણ શાંત થઈને સુતો છે. કોઈ જાગતા નથી. નાખુદો પણ સુતોજ છે. કેવી રીતે સુતો છે તે જાણવાનું તને કામ નથી. બસ સુતો છે. ભાણેજ ભત્રીજા બધા ચુપ ચાપ થઈ ગયા છે. બધા મેદાનમાં ચુપ થઇને સુતા છે. કોઇનો શબ્દ આ તો નથી. મેળામાં ભાગ લેવા આવેલ બધાએ મેળામાંજ મુકામ કરી નાંખ્યો!

જે ઘરમાં આપણે નાખુદાને સવારના ચાર વાગે જોયેલ તે ઘર તંબુઓનું બનેલું હતું. ત્યાં નાસભાગ થઈ રહી છે. ધુંવો ક્યાંથી આવે છે લાલ લાલ ભડકાં શેના દેખાય છે ? શું આગ લાગી છે ? થોડા બાળકો સ્ત્રીઓને વળગી બીહામણા થઇ રડે છે. માત્ર રડે છે. અને સ્ત્રીઓ ? નામેહરમને આવાજ ન સંભલાવવો એવી માન્યતાવાળી સ્ત્રીઓ કેમ મોટે મોટે આવાજે રડી રહી છે ?

કોનો સ્વામી ગયો ? કોણ કોણ રંડાણી ? વિધવા થનારી તો થઈ પણ આ આખ ઘર રંડાણુ એમ કહી "ભાઇ ભાઇ" કહીને ઉઘાડે માથે એક સ્ત્રી કોને રોવે છે ? ભાણેજો શું તેનાજ પુત્રો હતા ? એક જણી એક બાળકને છ મહીનાના બાળકને છાતી સરખું ચાંપીને શું તેણી ધવડાવતી હતી–ધવડાવતી વખતે તો ગીત ગાતી હોય આ તો રોહી રોહીને બાળકને જોરથી ને જોરથી છાતીમાં દાબી રહી છે. આ બાળકે પણ શું મેળામાંજ પોતાનો મુકામ કર્યો હતો. હા ! થોડાજ કલાકમા આ શું થઈ ગયું હતું ? આખું ઘરજ લુટાઈ ગયું હતું ! કોણ બાકી છે ? કોઈ કોઇને સ ારો દેવાવાળો હીમત દેવાવાળો ખરખરો કરનારો બાકી છે કે શું બધાંઓને એક સામટો શોક આવ્યો છે. કોઇ–ભાઇ–તો કોઈ બેટા તો કોઈ.......

# શા હ ઝા દી.

શાહઝાદી એટલે શાહ–બાદશાહ–રાજાની દીકરી, રાજકન્યા. રાજા તે ખંડીઓ રાજા નહી. ખંડણી દેનાર તે રાજા ખરો પણ તેને કાંઈ શાહ ન કેહવાય. ખંડણી લેનાર રાજા શાહ ખરો. એવા શાહ એવા બાદશાહની પ્રજા શાહઝાદા અથવા શાહઝાદી તરીકે ઓળખાય છે. હાલના કોનસ્ટીયુશનલ મોનરકીના ઝમાના પણ તેવા બાદશાહની ઓલાદ માનની નજરથી જોવાય છે. રઇયત તેઓને પણ નમે છે. તેઓને પણ માને છે અને તેઓને ચાહે પણ છે. એક હાથમાં રહેલ સતા ધરાવનાર બાદશાહોનો ઝમાનો પુરો થયાને બસો વરસ પણ થયા નથી. અને કોઈ કોઈ ઠેકાણે તો અત્યારે પણ છે. શાહજાદાઓની કથા તો ઇતિહાસમાં પ્લુટાર્કના વખતથી લઇને વર્તમાન પ્રિન્સ ઓફ વેલ્સ સુધી ચાલી આવેલી છે. બાળકો પણ જાણે છે. શાહજાદીઓએ પણ ઇતિહાસમાં નામ રાખ્યા છે. ઘણી શાહજાદીઓની નોંધ થઈ છે. ઘણીઓ પોતાના તુંદ મીજાજથી પ્રજાની ખફગી વોહરતી તો એવી પણ શાહજાદીઓ હતી કે જેના પર પ્રજા ફીદાફીદા થઈ જતી. શાહજાદી ઝેબુનનીસા–આલમગીર અવરંગઝેબની દીકરીની કથા ઇતિહાસના અભ્યાસીઓથી કયાં અજાણી છે. આ શાહજાદી પર તેના બાપની પ્રજા મરી ફીટતી હતી. ભલી લાયક ખુબસુરત અને તે સાથે વળી કલચરડ. બાદશાહ આલમગીરથી સુની પ્રજા સિવાયના બીજા બહુ રાજી નોહતા. પાછળ પાછળથી તેની હીંદુ અને શીઆ પ્રજા તેનાથી રંજીદા થઈ હતી. છતાં ઝેબુનનેસા પર તો પ્રજા મરી ફીટતી હતી.

એ પણ ઇનસાનની પ્રકૃતિ છે–ફીતરત છે–કે રાજાની ઓલાદને માન દેવુંજ. તેની સાથેનો રાજા એક ધર્મ રાજા જેવો હોય. પ્ર-

જાનો પ્યારો અને ખુદાનો પરમ ભકત હોય અને તેની કન્યા પણ તેવીજ હોય તો તો અવધી થાય છે. આવા જોગ ભાગ્યેજ બને છે અને એક પછી એક તુરતમાંજ અને મા અને દીકરી બંને રાજ-કન્યા તરીકે પ્રજાની ભકતીના કેન્દ્રસ્થાન થાય તેવા બનાવ તો બ-હુજ જવલેજ. કહોને કે એમ બનતુંજ નથી. અર્વાચીન કલચરનો પ્રભાત પણ થયો નોહતો તેવા વખતમાં આવી બે શાહજાદીઓએ ઇતિહાસમાં પોતાની અમર નોંધ લેવરાવી છે. એક તો નબીસાહેબ મહમદ મુસ્તફા (સ) ની શાહઝાદી ફાતમા (સ-અને) બીજી તેજ ફાતમાને પેટે અવતરેલ હઝરત અલી (સ)ની શાહઝાદી ઝેનબ.

હજરત અલી (અ. સ) ઈમામ તો હતાજ તે સાથે સમસ્ત ઇસલામી ટોળાએ માન્ય રાખેલ બાદશાહી પણ હતી. ત્રીજા ખલીફા કેડે આપે જયારે ખીલાફતનો હોદો જાહેર રીતે લીધો ત્યારે આપ પણ એક બાદશાહજ હતા. હજરત પેગમબર સાહેબના સમયમાં હસ્તીમાં આવેલ નાહનું સરખું અરબ રાજ્ય અત્યારે એક મહાન સામ્રાજ્યનું રૂપ ધારણ કરી બેઠું હતું. બાદશાહ અલીના ઘણા ખંડયા રાજા હતા. કેવો બાદશાહ ? એક તરફ પ્રજા માટે ચિંતા-બીજી તરફ બાદશાહોના બાદશાહ તરફની પરમભકિત. સંપુર્ણ ન્યાય સાથે અતુલ્ય દયાનું મિશ્રણ મહાત્મા અલીનુંજ કામ હતું. તે બા-દશાહની બેટીનું આ દાસતાન છે.

અરબ સામ્રાજ્યની રાજ્યધાની-પાયતખ્ત બાદશાહ અલીએ કુફામાં કરી હતી. તેમના નામની આણ કુફામા ફરતી હતી. તે સ્થળે શાહઝાદી ઝેનબે પણ પોતાના કુળની કીર્તિ ફેલાવી હતી. પ્રજા તેના પર મરી ફીટતી હતી. ભલાભલાના ઘરની ઓરતો આ શાહઝાદીની હજુરમાં હાજર થઈ સલામ કરવામાં પોતાની ઇજ્જતને મોટાઇ સમજતી હતી. બાદશાહ પાસે પેહલે અરજી પેશ કરવા

આવતી હતી કે શાહઝાદીના દર્શન કરવા અમારા બૈરાંઓ આતુર છે. બાદશાહ શાહઝાદીને પુછાવતા શાહઝાદી આજ્ઞા આપતી અને ભાવકી સ્ત્રીઓને દર્શન લાભ મળતો. આ શાહઝાદીના દર્શન સ્ત્રી જાતીને આટલા અલભ્ય હતાં તો પછી મરદોની કોની મજાલ હતી કે તેના પડછાયાને પણ નીહાળી શકે? કુદરતની લીલા ન્યારી છે.

કાળ ગયો. બાદશાહઅલી અત્યારે બાદશાહત પર નથી. તેની બાદશાહતનો હક તેના પુત્રો પાસેથી ખુંચવઈ ગયો છે. હોય. સ-જ્યમાં તો એમ થાય તેથી કાંઇ શાહઝાદા કે શાહઝાદીઓ મટી જાય છે. બાદશાહી માન નહી તો તેથી સહજ ઉતરતું માન તો હશેજને? ઇતિહાસે તો એમજ નોંધ્યું છે પણ આ એક દાખલામાં ઇતિહાસે વિચિત્ર નોંધ લીધી છે. એનું એજ કુફા. જ્યાં શાહઝાદી ઝેનબના દર્શન અર્થે સ્ત્રીઓ અરજી પર અરજી કરતી હતી. ત્યાંની સ્ત્રીઓ શાહઝાદી ઝેનબ પર મરી ફીટતી તેજ કુફામાંથી શાહઝાદી ઝેનબે પોતાનો મુકામ ઉપાડયો અને બીજે સ્થળે મુકામ કર્યો. થોડા વરસ વિતી ગયા બાદ એજ કુફા નગરમાં એજ શાહઝાદી નીકળી. શાહઝાદી મુસાફરીએ નીકળી હતી અને ઘરે—નવા કરેલા મુકામે પોંહચવા પહેલા રસ્તામાં આવતા પોતાના જુના નગરમાં આવી. ત્યાં કેમ્પ ભરી હશે. આજ તે શહેર જ્યાંથી તેના પ્રીય પિતાજી બાદશાહ અલીની આણ ફરતી હતી. આજ તે શહેર જ્યાં પોતે બાદશાહની બેટી તરીકે પુજાતી હતી. પણ આ શું? પ્રજા સામૈયુ કાં નથી કરતો? શું તેને કોઈ ઓળખતું નોહતું? શું તેની સવારી ત્યાં આવી પોંહચવાની કોઇને પણ ખબર નોહતી? આજ તે ઘર જે ઘરમાં તેના પ્રીય પિતાજીનો વાસ હતો આજ તે રાજ્યમહેલ! કોઇ કેમ નથી પુછતું. શું તેની સવારીમાં કાંઇ ઓળખાય તેવા નીશાનો નોહતા. શું કોઇ એવાકોઇ

નોહતો ? ના ના એશકોર્ટ તો હતો. લશકરના માણસો તો સવારીની આગળ પાછળ હથીઆરબંધ હતા. ત્યારે ? શાહઝાદી શું ગુપ્તવેશે આવી હતી ? ઓળખાવાનો કોઈ ચીન્હ નોહતો ? હોય તો હોય. તે ચીન્હ ઓળખાવાનો હતો કે ન ઓળખાવાનો હતો તે તો ખબર નથી પણ હા એક જબરદસ્ત ચીન્હ શાહઝાદી કને હતું—કે નોહતું ? કહોને નોહતું. શાહઝાદીના મોઢાપર બુરખો નોહતો. સરી ગયો હશે ! માથે પછેડી પણ નોહતી ઓઢી ? વાળ ખુલ્લા હતા . કાળા અને સફેદ મીશ્ર વાળો મોઢાપરથી લટકતા હતા શાહજાદી આમ કેમ ? તમારા ઘરમાંથી તો બુરખાનો રીવાજ નીકળ્યો. પર પુરૂષને મ્હોં ન દેખાડવું તે તો તમારા પીતાજીએ શીખવ્યું હતું તમારા ધર્મનું આ શિક્ષણ એક પ્રધાન અંગ હતું છતાં તમેજ કાં તેનો ભંગ કર્યો ? અથવા શું તમે ગરદીશે કીશમતમાં એવા સપડાઈ ગયા હતા કે એક પછેડી તમે લઈ શકતા નોહતા ? અથવા પછેડી માટે ઓશિયાળા થઈ ગયા હતા ?

હા ! શાહઝાદી ઝેનબ અત્યારે એક પછેડીની ઓશિયાળીજ હતી. તેની પાસે હતી તે તેના બાપની પ્રજાના લોકો ખુંચવીને લઈ ગયા હતા. અને તેને પછેડીની ઓશિયાળી બનાવી દીધી હતી મુસલમાન થઇને કાફર થવું તે એ લોકોનુંજ કામ ! પુલવાડીમાં પ્રવેશ થવા કેડે નર્ક કુંડ તરફ ધસનારા તેઓજ.

* * * *

શાહઝાદી ઝેનબને ભાઇના પુત્રો–હવે તો માત્ર એકજ બાકી હતો—પર અત્યંત પ્રેમ–એ પ્રેમની પુર્ણાહુતિ શામમાં થઈ. દમાશકશ પાસે ઝેનબે અલીઝેનુલ આબેદીનના રક્ષણ અર્થે ભેગા આવતા, પોતાની છેલ્લી આરામગાહ પસંદ કરી. એકાંત સ્થળમાં એકાંતવાસ કરનાર બાનુ તારૂ જીવનચરિત્ર પણ ન્યારૂંજ !

# લાજવાબ પુસ્તકો.

## ઉમવી દરબારના ભેદભરમો.

આ ઇસ્લામી વાર્તામાં હ૦ અલીના લેફ્ટનન્ટ માલિકે અસ્તરની દિકરીઓ રયહા અને ફરહા પોતાના બાપનાં ખુનનું ઇન્તેકામ લેવા માટે કેવી રીતે નિકળી છે તથા ઇબ્નેઝિયાદ પોતાની સગી બ્હેન પર કેવી રીતે આશક પડયો અને યઝીદે પોતાની માતા સાથે કાળું મોઢું કર્યાની હકીકતો ખુલાસાથી લખાઈ છે. આ પુસ્તક હ૦ ખાજા હસન નિઝામીના "તમાચા બ રૂખ્સારે યઝીદ"નો તરજુમો છે. કીમત રૂ. ૧ા.

## ફુરકાનની ફિલૉસૉફી.

જે લોકો સાયન્સના સિદ્ધાન્તો પવિત્ર કુરઆનમાં તથા પવિત્ર કુરઆનના સિદ્ધાન્તો સાયન્સમાં જોવા માંગે છે તેઓને માટે આ એક અમુલ્ય નેઅમત છે. આ પુસ્તકની ખુબી એ છે કે હિંદુ અથવા ગમે તે ગેર-મુસ્લિમ આના વાંચન પછી ઇસ્લામના સિદ્ધાન્તો જાહેરમાં નહીં તો દિલમાં કબુલ કર્યા વગર રહી શકતો નથી. કીમત રૂા. ૨.

## હરમ અથવા પરદો.

પરદા વિષે ગુજરાતીમાં આ સાવ નવી ઢબની કિતાબ છે. એમાં યુરોપના દેશો, ચીન, જાપાન, હિંદુસ્તાન વગેરેમાં ઇસ્લામ પહેલા પરદાનો રિવાજ હતો એ અંગ્રેજ લેખકોનાં લખાણોના ઉતારાઓ પરથી દેખાડવામાં આવ્યું છે-તથા પરદાની ખુબીઓ અંગ્રેજોના શબ્દોમાં રજુ કરવામાં આવી છે તથા એ રિવાજ વગર યુરોપ તથા અમેરિકામાં ફેલાયલી બદીઓ પણ લખાઈ છે. કી. રૂ. ૧ા.

## જગતનો માર્ગદર્શક પવિત્ર કુરઆન.

આફ્રિકાની જંગલી પ્રજાથી માંડીને યુરોપ અને અમેરિકાની સુધરેલી પ્રજાને સુધારાનો પાઠ ઇસ્લામ મારફતે કેમ મળ્યો તેની ઐતિહાસિક હકીકત વાંચકોને અજાએબ પમાડશે. કી. રૂા. ૧ા.